Kaê-Vishtâspa[1] shall bear it when he sticks[2] entirely to righteousness, whereby he shall remove the *drûj* from this world of righteousness.[3]"

(3) And this, too, that "During fifty-seven of his years (there) will be the annihilation of the devilishness[4] of the two-footed race[4] and others, and the suppression[5] of sickness and old age, death and affiction[6], and all other distresses of tyranny, heresy, and evil; (there) will be perpetual[7] growth of fresh vegetation[7], (and) joyfulness in all the creations; (there) will be seventeen years of vegetable eating, thirty years of liquid food, and ten years of spiritual food."

(4) "And all the grandeur and glory and power which have been in all those who (are) illustrious, glorious and powerful, will reach together in him who[8] (will be) above them[8], and in those who (will be) his; when many just and able[9] ones will be well-helped forward[10], and (rendered) splendid and powerful; and through their power and glory all the *drûjas* and (their) heroes[11] will be overpowered[12]. (5) And all mankind will stand[13] on one unanimous ground[13] as to the Religion of Ahuramazda, owing to the will of the Creator, and the command to him[14] (*Saŏkshâns*), and the instrumentality[15] of his companions."

---

1. See Pahlavi Intro., § 41. 2. *Hakhtêt.*
3. See *Zamyâd Yasht*, §§ 92—93.
4-4. *Dô-zangân taŏkhmak drûjîh.*
5. *An-âvishna, lit.*, "without lustre," or "lifelessness." Comp. Pers *âb*, "lustre" as of a diamond.
6. Av. rt. *tbish*, "to torment."
7-7. *Hamîshak aûrvara zarîn vakhshishna.*
8-8. *Î madam ân.* 9. Comp. Pers. *kaî*, "just," "innocent," "noble,"
10. *Hû-sachîhastan*, Av. *sach*, "to proceed onward."
11. *Gurd-ash*, comp. Pers. *gûrd*, "a hero."
12. *Vânîhêt*, Av. *van*, "to conquer."
13-13. *Madam aêvak hamîh yegavîmûnd*, where *aêvak-hamîh* means "unity."
14. *Ôl* here used as a substitute for *ôlâ.*
15. *Avzârîh.*

(6) At the end of (those) fifty-seven years, the *drûj* Aharman will be annihilated, (and) the Renovation of the Future-embodied-existence[1] will take place. (7) All the good creations will be endowed[2] with purity (and) complete happiness[3]. (8). Just as the Revelation declares, namely: "When that millennium comes to an end, which is the third of the Religion of the Ahuramazda-worshippers, then the Ahuramazda-worshipper, whose name is the Victorious, walks forth from (the river) Kânsû[4] with a thousand companions and maidens[5] of surpassing[6] nature[6], also virtuous attitude[7], (and) of good character[8]; and he will smite the wicked men who are oppressive, and annihilate them."

(9) "Then those Ahuramazada-worshippers will smite, and (there will be) no smiters of them. (10) Then those Ahuramazda-worshippers will create a desire for[9] the Renovation in the world, (they will be) ever-living, and ever-beneficent, and ever longing for the Lord[10]. (11) Then I, who am Ahuramazda, will produce the Renovation in the world according to (my) will, ever-living, and ever-beneficent, and ever-longing for the Lord."

---

1. *Frasha-kereta Tanû-î-pasîn yehvûnêt.*
2. *Nîvârîhênd,* "will be adorned or embellished."
3. Av. *pôuru-shaêta.*
4. Name of a sea, which is identified with the Hâmûn Sea in Seistân. See *Bûndahishna,* chap. XIII., 16; XX., 34; XXI., 6-7.
5. Reading: *bigar,* comp. Arabic *bigar* or *bâgarah,* "a maid."

6-6. Reading: *pa vand haêma* for *pavan vand-haêma,* lit., "with a conquering nature." Here *vand* for *vandîg.*

7. Reading: *nôk-var-ich*; comp. Pers. *bar,* "bearing," "attitude."
8. *Hû-râs,* lit., "of a good path."
9. *Kâmak yehabûnd.* 10. Ahuramazda.

## END OF BOOK VII.

# દીનકર્દ કેતાબ,

તેની

અસલ પહલવી એબારત, ઈંગ્રેજી અક્ષરે તેનું વાંચણ,
ઈંગ્રેજી તથા ગુજરાતીમાં તેનો શરેહ સાથે
તરજુમો, અને તેમાં આવેલા મુશ્કેલ
પહલવી શબ્દોની ફરહંગ.

કર્તા:

**દારાબ દસ્તુર પેશોતન સંજાણા, બી. એ.,**

નામદાર સર જમશેદજી જરથોસ્તી મદરેસાના વડા શિક્ષાગુરૂ.

## વૉલ્યુમ ચઉદમું,

**દીનકર્દના સાતમા પુસ્તકમાં આવેલું**
**પહલવી ઝરથોશ્ત-નામું, ભાગ ૨ જો.**

નામદાર સર જમશેદજી જીજીભાઈ ત્રાન્સ્લેશન ફંડના ત્રસ્ટી સાહેબોના
આસરા હેઠલ છપાવી પ્રગટ કર્યું છે.

લંડન:

કેગન પૉલ, ત્રેન્ચ, ત્રુબ્નર અને કુંપની.

યઝદજરદી સને ૧૨૮૪, ઈસ્વી સને ૧૯૧૫.

મુંબઇ મધ્યે, "ધી કેક્ષ્તન પ્રીન્ટીંગ પ્રેસ"માં, મેસર્સ કલેરીજ અને કુંપનીએ, "ધી બ્રીટીશ ઇન્ડિયા પ્રેસ"માં મી० બી. મીલરે, અને "સાંજ વર્તમાન" પ્રેસમાં મી० રૂ. ન. વાચ્છાગાંધીએ દીનકર્દનું આ ૧૪ મું વૉલ્યુમ છાપ્યું છે,

અને

**દારાબ દસ્તુર પેશોતન સંજાણા**, બી. એ., એ

નાં० ૮૫, ખંબાલા હીલ, મુંબઇ મધ્યે પ્રગટ કીધું છે.

# ગુજરાતી તરજુમાનું સાંકળ્યું.

## દીનકર્દ પુસ્તક સાતમું,

## પહલવી ઝરથોશત-નામું. ભાગ ૨ જો,

### બાબ ત્રીજો.

એ બાબની શરૂઆતમાં આવેલું મથાળું.

(§§ ૧- ૪) અહુરમઝદ સાથની પહેલી ગોફતેગોમાંથી પાછા ફરીઆ પછી ઝરથુસ્ત્રનું પોતાની ખુદાઇ પેગામબરીનું જાહેર કરવું.

(§§ ૫- ૭) પેગામબર સાહેબની વાઅઝો, ખાસ કરીને **ખ્વએતૂગ-દસ**, યાને જાતી ભોગ આપવાની ભલામણમાં, સાંભલીને છેડાઇ પડેલા કીકો તથા કરપનો.

(§§ ૮-૧૦) પેગામબર સાહેબના શીક્ષણોની સચાઇ, ઉસિક્ષોના નબીરા તુર અઉર્વાઇતા-દેંગ જેવા પોંહચેલ અને દુરઅંદેશ શખસથી કબુલ કરવામાં આવી.

(§§ ૧૧-૧૩) ઝરથુસ્ત્રના કાર્યસાધક શીક્ષણો અને અંગત ચાલચલણની તેઓનાં સાંભલનારાઓ ઉપર ચમતકારીક અસર.

(§§ ૧૪-૨૦) અઉર્વાઇતા-દેંગ જેવા સામી પક્ષના સરદારને પોતાની હારોલમાં કેમ સમજાવી લેવો તે બાબે અહુરમઝદ તરફથી ઝરથુસ્ત્રને મલેલી વહી.

(§§ ૨૧-૨૩) દીનને માટે પોતાની દુન્યવી માલમતાનો ભોગ આપવા ઝરથુસ્ત્ર પાસે અહુરમઝદે મોકલેલો વએદ્રોઇસ્ત ઉપર પેગામ.

(§§ ૨૪-૨૬) વએદ્રોઇસ્તે એ માગણી સ્વીકારવા તકોબરીથી ના પાડી.

(§§ ૨૭-૨૮) વએદ્રોઇસ્તને શું શીક્ષા થશે તેનું અહુરમઝદ તરફથી જાહેર થવું.

(§§ ૨૯-૩૫) હોમનું ઇજેલું પાણી પાઇ કાળા ગોધાને સાજો કીધો તે બાબેનો મોજેજો.

(§§ ૩૬-૪૧) ઝરથુસ્ત્રની જીંદગીનો છેડો આણવા અહરેમન અને તેના ગોઠીયાઓએ કીધેલી છુપી મસલત અને અહુનવઇર્યના પાક કલામની ચમતકારીક અસરથી એ બુરાઇની શક્તિઓના છુપા હુમલામાંથી ઝરથુસ્ત્રનું બચી જવું.

(§§ ૪૨–૪૬) એ પવિત્ર કલામનું ભણતર સાંભળી દેવોની શક્તિનું તુટી જવું અને તેઓનું જમીન હેઠલ ભરાઇ જવું.

(§§ ૪૭–૪૮) દેવોની પરસ્તેશ કરવા ભલા આદમીઓને કેવી રીતે ભોલવી નાખવામાં આવે છે તેનું બયાન.

(§§ ૪૯–૫૦) દેવોની પરસ્તેશ કરવાની જગયા તથા વખત.

(§§ ૫૧–૫૩) દેવ પરસ્તનું માનવું કે તેની સંપતિ જે જબુન દેવોને તેઓ આરાધે છે તેઓથી છે, અને અહુરમઝદે તે દેવ પરસ્તના અંતની કીધેલી આગાહી.

(§§ ૫૪–૫૬) સ્પેન્ત આર્મઇતિના આકારમાં દુજ ઝરથુસ્ત્રને લલચાવશે તે માટે અહુરમઝદે આપેલી ઝરથુસ્ત્રને ચેતવણી, અને તેની કરપીણ શીક્ષાઓને કેમ તોડી પાડવી તે બાબે અહુરમઝદનું શીક્ષણ.

(§§ ૫૭–૬૨) ઝરથુસ્ત્રને દુજે કેમ લલચાવ્યા, દુજને તેની કદરૂપી હાલત ઉંગાડી પાડવાની તેને કેમ ફરજ પાડી અને પવિત્ર કલામ પઢવાએ તે કેવી રીતે નાશ પામી તેનું બયાન.

(§ ૬૩ ) ઝરથુસ્ત્રે માણસોને પોતાનો ભેદ ખુલ્લો કીધો.

(§§ ૬૪–૬૬) વીશ્તાસ્પની ઝરથુસ્ત્ર ઉપરની વધતી જતી મેહેરબાનીને લીધે તેની દરબારના ઉમરાવોનું ઝરથુશ્ત્ર ઉપર અદેખાઇથી જોવું અને તેને તોડી પાડવાનું કીધેલું કાવત્રું.

(§§ ૬૭–૬૯) ઝરથુસ્ત્રનું કેદમાં પડવું અને તેનાં સંકટો.

(§§ ૭૦–૭૨) પોતની ખુદાઇ પેગામબરીની સચાઇ સાબેત કરવા માટે ઝરથુસ્ત્રે કીધેલા મોજેજાઓ, જેવા કે મુવેલા ગોધાને સજીવન કીધો, શાહ અને તેના લોકોના મનમાંના વીચારો વાંચીઆ, અને બાબીલોનીઅન જાદુગરીનો દેશમાંથી નાશ કીધો.

(§§ ૭૩–૭૬) દીનનાં સીધાંતોની વીશ્તાસ્પ અને તેના દાનાવોની ખાતરી કરવા દાદાર અહુરમઝદના ફરમાનોથી બહમન અને અરદીબેહેશ્ત અમશાસ્પંદોનું, તથા આદર યઝદનું જાહેર થવું.

(§§ ૭૭–૮૨) નવો દીન કબુલ રાખવા અને તેને પ્રજામાં ફેલાવવા માટે એ ત્રણ યઝદોનો વીશ્તાસ્પને પેગામ.

(§§ ૮૩–૮૭) અમશાસ્પંદોના સંદેશા લઇ જનાર નઇર્યોસંગ યઝદે ઇંજેલા હોમનું પાણી તેની સાથ ભંગ ભેલીને પીવાડયું જેથી તે ભવીષ્ય જોવાને શકિતવાન થયો.

(§§ ૮૮–૯૦) દેવો, ખાસ કરીને ગુસ્સાનો એશમ દેવ, પોતાની હાલતથી નાઉમેદ થાય છે અને ખ્યઓની પ્રજાની મદદથી ઇરાનીઓને નુકશાન કરવા ઇચ્છે છે.

## બાબ ૪ થો.

એ બાબની શરૂઆતમાં આવેલું મથાલું.

(§§ ૧– ૨) ઝરથુસ્ત્રના ગાથાનું ગાયણ સાંભલીને વીસ્તાસ્પના બાદશાહી મકાનમાં જીવવાલી તેમજ નીરજીવ પદાર્થોમાં ખુશાલીનું પેદા થવું.

(§§ ૩– ૪) આતશની વરનીરંગનો ઝરથુસ્ત્રથી કરી બતાવવામાં આવેલો અખતરો અને પ્રજા ઉપર તેની અસર.

(§§ ૫– ૭) દીનને ફેલાવવા માટે ઝરથુસ્ત્રે વીસ્તાસ્પને કીધેલો આગ્રહ.

(§§ ૮–૧૦) જુદા જુદા હુનરો અને એલમો ઉપર ઝરથુસ્ત્રનો અજાયબ કાબુ.

( § ૧૧ ) અવસ્તા એજ એક મોટો મોજેજો.

(§§ ૧૨–૧૩) પેશોતન જેવા એક બેટાની અહુરમઝદ તરફથી વીસ્તાસ્પને ભેટ.

## બાબ ૫ મો.

એ બાબની શરૂઆતમાં આવેલું મથાલું.

(§§ ૧– ૨) વએસ્રપ કુટુંબના સ્રએતની રથને લગતો મોજેજો.

(§§ ૩–૧૦) સ્રએતની રથના મોજેઝાનું, વીસ્તાસ્પના ફરમાનથી લોકોમાં જાહેર દેખડાવવું, અને તેથી કરી વીસ્તાસ્પની લોકપ્રીયતાનું વધવું.

(§§ ૧૧–૧૨) એ રથનું બે રથમાં છુટું પડી જવું.

(§§ ૧૩–૧૪) આ અને આગલ બાબમાં વર્ણવેલા મોજેજાઓનાં તુરત વેલાના તથા લાંબે વખતે નીપજનાર પરીણામોનું બયાંન.

## બાબ ૬ ઠો.

એ બાબની શરૂઆતમાં આવેલું મથાલું.

(§§ ૧– ૨) પેગામબરના ચેલાઓના મોજેઝાઓ વીશેનો ઇસારો અને સીકનદરથી થયલી ખરાબી પછી અવસ્તાની કેતાબોનો ફરીને **ગંજે-ઇ-શાયગાન**માં એકઠો કરવામાં આવેલો સંગ્રહ.

(§§ ૩– ૪) અસ્પંદયારના બેટા બહમન સુધી ઉતરી આવેલા દીનના સુધારકોનોનું ભલું કાર્ય.

(§§ ૫– ૬) વડા દસ્તુર સએનવના મોજેજાઓ તથા ઇરાન ઉપર સીકનદરે વરસાવેલા ગજબો.

(§§ ૭–૧૦) ચાર વડા દસ્તુરો, અરેઝવાઓ, સ્રુતો-સ્પાદાઓ, ઝરયંધહાઓ તથા સ્પેન્તો ખ્રતવાઓએ આપેલું દીનને રક્ષણ.

(§§ ૧૧–૧૭) સાસાની વંશના પહેલા શાહ અરદશીર અને તેના વડા વજીર અને દસતુરાન દસતુર તનૂ–સરે પોતાના જમાનામાં દીન સમારી તે બાબેતું વર્ણન.

(§§ ૧૮–૨૦) આદરબાદ માહરેસ્પંદાનથી દીનનું સમરાવું.

( § ૨૧ ) મીનોચીહરના એક નબીરાથી થયલો દીનને ફાયદો.

(§§ ૨૨–૨૫) ઇરાન દેશમાં માનીના વીચારોનો ફેલાવો.

(§§ ૨૬–૨૭) મઝદકના ઉભા કીધેલા દીનનું ઇરાન દેશમાં બરપા થવું.

(§ ૨૮) સાસાની રાજા નવશીરવાન ઇરાનનો છેલ્લો રાજા હતો જેને આપણી પૂરાણી દીન ફરીને સુધારી.

(§§ ૨૯–૩૨) દુનીઆંની ખરાબી કરનારાઓના આવવાના ચાર ચિનહો અને એ રોશની વગરના જંમાનામાં જ્ઞાનનો સદંતર નાશ થતો અટકાવવા માટે લેવા કહેલી સાવચેતી.

(§§ ૩૩–૩૭) બુરાઓથી નીપજાવવામાં આવેલી ઇરાન દેશની હીનપસ્તી અને પડતી, દીનના ખરા સરદારોને તાબે થવા લોકોએ પાડેલી ના, અને દેશમાં ચોમેર ફેલાયલી બદી.

(§§ ૩૮–૩૯) દીનની હસ્તી ચાલુ રાખવા કાજે થયલા આ બાબમાં વર્ણવેલા મોજેજાઓની સારી અસર.

## બાબ ૭ મો.

આ બાબની શરૂઆતમાં આવેલું મથાલું.

(§§ ૧–૩) ઝરથુસ્ત્રના હજારાની નવમી તથા દસમી સદીઓ દરમયાન ઇરાની દીન અને દેશની બીગડી ગયલી હાલત.

(§§ ૪–૬) એ સદીઓમાં ઇરાનમાંથી સદગુણોનું દુર થવું અને તેઓની જગયાએ દુરગુણોનું આવવું.

(§§ ૭–૧૦) સઘલા કાયદાઓ તથા કાનુનોનો ભંગ, અને સંસારની એકયતાનું છુટું પડવું.

(§§ ૧૧–૧૨) લોખંડી જમાનાની સર્વથી નીચલી હાલત.

(§§ ૧૩–૧૮) દીનીક સત્તાનું રાજય કારોબારથી છુટું પડી જવું, અને દીનની હલકી હાલત.

(§§ ૧૯–૨૧) શારીરીક તથા નૈતીક આફતોનું વરસવું.

(§§ ૨૨–૨૩) ભલી દીનનું લોકોમાં પંથરાવાનું અટકવું.

(§§ ૨૪–૨૭) બદબખ્ત હલકા લોકોનું ઉંચ હાલતે થોડો વાર પુગવું અને ગરીબ અશો મર્દનું હસીમાં તથા ધીક્કારમાં આવી પડવું.

(§§ ૨૮–૩૧) એવા સીહા જમાનામાં પણ પવિત્ર પુરૂશો થશે જેવોની હસ્તી હોશેદરના આવવાની આગમચેતી દાખલ ગણાશે.

(§§ ૩૨–૩૭) ઢોંગ તથા ઠગાઇનો જમાનો જે અધર્મી રહી પોતાને દીન પાલતો લેખે છે, દુરાચરણને સદગુણ તરીકે ગણે છે, અને પોતાને હાથેજ પોતાની ખરાબી કરે છે.

(§§ ૩૮–૪૩) સવાલ કીધો છે કે એક વારની પડતીએ આવેલા લોકો ફરીને ઉંચ તબકકે પુગશે કે, અને નબલા પડી ગયલા રાજકરતાઓ ફરી પોતાની અસલી બુલંદી મેલવશે કે ?

(§§ ૪૪–૪૭) અશો ચીથ્રો મયાનની તેના ૧૫૦ ચેલાઓ સહીત દુનીઆંને બદીથી ટાલવાને માટે આવી પુગવાની અગમચેતી.

(§§ ૪૮–૫૦) ચીથ્રો મયાનના શીક્ષણોની ભલી અસર બાબે.

(§§ ૫૧–૫૪) ઝરથુસ્ત્રના હજારાની એક એક પછી આવતી સદીઓનો છેડો અને શરૂઆત દેખાડવા ખોરશેદનું આકાશમાં છુપાઇ રહેવું.

(§§ ૫૫–૫૮) હોશેદરનો ચમતકારીક અને કુમારીકાને પેટનો જનમ.

(§§ ૫૯–૬૧) હોશેદર જયારે ત્રીસ વર્ષની ઉમરે પુગે છે ત્યારે દુનીઆંનું શાંત થવું અને સુધરવું.

## બાબ ૮ મો.

એ બાબની શરૂઆતમાં આવેલું મથાલું.

(§ ૧) શારીરીક આકારમાં જનમ લીધો તે વેલાએ કીધેલા હોશેદરના મોજેજાઓ.

(§§ ૨– ૭) મહરકુશ જાદુગરના સાત શીયાલાઓની સખતાઇ, અને ત્યાર કેડે આલમનું ફરીને નવું થવું.

(§§ ૮–૧૨) ઢોરોને જબે નહી કરવાનું અરદીબેહેસ્ત અમશાસ્પંદનું આદમીઓને ફરમાન.

(§ ૧૩) એ જમાનામાં કેટલાં માણસોને મુકિત મલશે અને કેટલાંનો નાશ થશે તેનો અડસટો.

(§§ ૧૪–૧૭) હોશેદર માહના હજારાની એક એક પછી આવતી સદીઓનો છેડો તથા શરૂઆત દેખાડવા ખોરશેદનું આકાશમાં છુપાઇ જવું.

(§§ ૧૮–૨૧) હોશેદર માહનો ચમતકારીક અને કુમારીકાને પેટનો જનમ.

(§§ ૨૧–૨૩) હોશેદર માહ જયારે ત્રીસ વર્ષની ઉમરે પુગે છે ત્યારે દુનીઆંના ફાયદા કાજે તેનાં કીધેલા મોજેજા.

## બાબ ૯ મો.

એ બાબની શરૂઆતમાં આવેલું મથાળું.

(§§ ૧- ૨) શારીરીક આકારમાં જનમ લીધો તે વેલાએ કીધેલા હોશેદરના મોજેજાઓ.

(§§ ૩- ૬) હોશેદર માહના હજારાના પહેલાં દસ સાલમાં માણસ જાતનાં વધારાના દેખઇતા ચીનહો.

(§§ ૭- ૯) કવખતનાં મોતનું દુર થવું, અને માણસોની હલવે હલવે ખોરાક તથા પીણા વગર રહેવાની શકિતનું આવવું.

(§ ૧૦) ઝોહાકનું બંદમાંથી છુટવું, અને તેને મારવા કાજે કેરસાસ્પનું ખાબમાંથી ઉઠવું.

(§§ ૧૧-૧૪) હોશેદર માહના હજારાની એક એક પછીની આવતી સદીઓનો છેડો તથા શરૂઆત દેખાડવા કાજે ખોરશેદનું છુપાઇ જવું.

(§§ ૧૫-૧૮) સોશીઓસનો ચમતકારીક અને કુમારીકાને પેટનો જનમ.

(§ ૧૯) સોશીઓસ ત્રીસ વર્ષની ઉમરે પુગે છે ત્યારે ખોરશેદનું થંભ ઉભું રહેવું.

## બાબ ૧૦ મો.

એ બાબની શરૂઆતમાં આવેલું મથાળું.

(§§ ૧- ૨) સોશીઓસની ચમતકારીક શકિતઓ તથા સીદ્ધિઓ, અને કયાની ખોરેહનું તેનામાં ઉતરવું.

(§§ ૩- ૫) સોશીઓસના ૫૭ વર્ષમાં આદમ જાતનું જલદી સંપુર્ણ થવું.

(§§ ૬-૧૧) માણસ જાતનું સંપુર્ણ ફ્રષોગર્દ થવું.

# દીનકર્દ,

## પુસ્તક સાતમું (ચાલુ)

### પહલવી ઝરથોશ્તનામું, ભાગ બીજો.

### બાબ ૩ જો.

પહેલી ગોફ્તેગોથી તે સાતમી ગોફ્તેગોના છેડા લગન (જે ઝરથુસ્ત્ર સાહેબને અહુરમઝદ સાથ) દસ વર્ષના લાંબા અરસામાં થઇ હતી[૧] (તે અરસામાં) જાહેર થયલા મોજેજાઓ વીષે; અને (તે પેગમબર સાહેબની) દુન્યામાં દેખાડેલી અગમચેતી કરવાની (અદભુત) શકતીથી તેઓ વખાણને પાત્ર[૨] થયા હતા તે વીષે; અને તે દસ વર્ષનો અરસો કે જેમાં આ (સાત) ગોફ્તેગો થઇ ગઇ હતી[૩] (તે અરસા) પછીના બે વર્ષમાં આશીરવાદને લાયક[૪] (શાહ) કએ ગુશ્તાસ્પ તરફથી દીન કબુલ રાખવા (વીષે).

(૧) એક મોજેજો આ (હતો) કે જે[૫] તે (પેગામબર સાહેબ) પહેલી ગોફ્તેગોમાંથી પાછા ફરીઆ[૬] ત્યારે જાહેર થયો હતો;[૫] ત્યારે તેઓએ દાદાર અહુરમઝદના પહેલાં પ્રથમ ફરમાનથી, જ્યારે તેઓ કીકો અને કરપનોના ટોલાંની વચમાં માત્ર (એખલાજ વીંતલઇ ગયા) હતા ત્યારે, તેઓએ

---

૧. **ચેહવૂન્ત.** લખનાર કહેવા માંગે છે કે એ ૭ ગોફ્તેગોને ૧૦ વર્ષ લાગાં હતાં કે જે અરસામાં, આ બાબમાં જણાવેલા, ઝરથુસ્ત્રના મોજેજાઓ જાહેર થયા હતા.

૨. અવ૦ ક્રિ, "વખાણ કરવાં." એ૦ શબ્દનો અર્થ આશીરવાદ પણ થઇ શકે. જો એને આગલા શબ્દ સાથ જોડીને **વાવરીગાન** વાંચીએ તો અવસતા **વેરે** "માનવું" ઉપરથી એનો અર્થ "વિશ્વાસની લાયકાત" (trustworthiness) યા "યકીન" થાય.

૩. **ચીગુન આખર મીન ૧૦ શનત ઇ બએન હમ પૂરસગીહ પવન ૨ શનત.** બોલેબોલ તરજુમો:-"બે વર્ષમાં, જેમ તે ૧૦ વર્ષ પછી (બન્યું) તેમ........."

૪. જુવો અવ૦ **બરેજ,** "આશીશ દેવા" (to bless) અથવા "બુલંદ કરવું."

૫-૫. **પએદાક અઇધ અમત.**

૬. **લખવાર ચેહવૂન્ત,** જુવો ચાલુ ફારસી શબ્દો, **બાઝ-શુદન, બાઝ-આમદન;** બોલેબોલ તરજુમો આ પ્રમાણે છે: "જ્યારે તે (ઝરથુસ્ત્ર) પહેલી ગોફ્તેગોમાંથી પાછો (ફરયો) હતો ત્યારે."

(પોતાનો) પેગામબરી દાવો આશકારા કર્યો,[1] કે જે તેઓના વીચાર પ્રમાણે અહુરમઝદ પરસ્તી દીન અને અહુરમઝદની શાંતી હતાં; જેવી (આ ચીજ)[2] તેઓએ મોટે અવાજે સરોદ સાથે જાહેર કીધી, તેવાં તુરતજ અહુરમઝદની દીન તરફ માણસ જાતને તેઓએ ખેંચયાં.[1] (૨) સબબ કે આ પ્રમાણે દીન જણાવે છે: "ત્યારે તેઓ કે જેઓ મુકામે[3] કરી ઠરીઠામ થઇ ગયા હતા અને ગાય ઢોરોની માલેકી ભોગવતા હતા,[3] જેઓ (આ) ખાકી દુન્યામાં (સુદરે) કુસ્તીના[4] (પવીત્ર પહેરણ) સાથે હતા, (અને) જેઓ શારીરીક હસ્તી ધરાવતાં હતાં તેઓ માટે ઝરથુશ્ત્ર સાહેબે તદન નકી કર્યું હતું[5] જે તેઓ ઉપર પુખ્ત ધયાન આપવું.[6]" (૩) અને જયારે તેનાં વચનો[7] સાંભલવાને માટે તેઓ તરફથી (તેને) એલતેમાસ કરવામાં આવી,[8] ત્યારે ઝરથુશ્ત્ર સાહેબે અષોઇ શું હતી[9] તે (પોતાનાં) બુલંદ જ્ઞાનથી[10] શારીરીક હસ્તીવાલી દુન્યાને[11] મોટે અવાજે જાહેર કર્યું. (૪) "અષોઇની વખાણ કરવી તથા દેવોને ધીકારવા અને (અષો) ઝરથુશ્ત્ર સાહેબની માઝદયસ્ની દીનને નમસકાર કરવો[12] તથા અમષાસપંદોની યઝશ્ન[13] તથા વખાણ (કરવી), એ હું તમો (આદમીઓ) માટે સર્વથી શ્રેષ્ટ તરીકે જાહેર કરૂં છું[14] અને વળી (તેઓને) જણાવું[15] જે દેવોને

---

૧. **કરીતૂન્ત**; બોલેબોલ અર્થ "બોલાવ્યાં."

૨. એટલે, દીન.

૩–૩. **માનિશન-આઓમંદ વ ગઓસ્પેન્દ–આઓમંદ.**

૪. **ઝક ઇ પવન અઇવ્યાનગહાન**, જુવો અવ૦ **અઇવ્યાઓંઘહન** (ધાતુ **યાઓંઘહ** "પેહરવું") એટલે "કુસ્તી," જે દીનની નીશાની છે.

૫. **હમ-આરાસ્ત.**

૬. **બરા-નિગીશિશ્નીહ**; ખરૂં જોતાં **બરા-નિગીરિશ્ન** (શકયાર્થ) જોઇએ.

૭. **ઓલ ન્યોકશિશ્ન ગુબિશ્નીહ બરા મત**, બોલેબોલ તરજુમો: "(જ્યારે) (તેની) વાએઝો સાંભલવાને માટે (તેઓનું આમંત્રણ તેને) પહોંચયું".

૮. **નિવીદિશ્ન**; જુવો અવ૦ **નિ-વિદ્**, સૌ૦ **નિ-વિદ્**, "આમંત્રણ કરવું," "સોહબત ઇચ્છવી" (યસ્ન હા. ૧—ફ૦ ૧–૧૯).

૯. **ઇ યશરાએઇહ**, અસલ અર્થ "અષોઇની (હાડમંદ દુન્યાને)", યા "અષોઇ શું છે?"

૧૦. **પવન મહમ રસિશ્નીહ.**

૧૧. અથવા "ખાકી દુન્યાને."

૧૨. અવ૦ **ફ્ર** અને **નમ** "માનપૂર્વક નમન કરવું", "નમવું."

૧૩. **આ-યઝિશ્ન** ૧૪. **ઓલ લકૂમ પાહલુમ પેમલેલૂનમ** ૧૫. **આગાસ દહિશ્નીહ.**

માટેનો તીરસકાર,[૧] તથા જાતી ભોગ[૨] (તેઓ સારૂં) ઉત્તમ (છે);" જેથી કરીને તે બુધ્ધિબળ જે (ઝરથુશ્ત્ર સાહેબે) દેખાડયું તેથી તે લાયક કાર્ય (જે) મોટું (છે તે) ઉપર તેઓની આસ્થા બેસશે, કે જે કાર્ય ઉપર તેઓની દીલસોજી[૩] સર્વથી વધુ હતી—પીતાનો, બેટીનો, બેટાનો તથા જે (માવતરે) તેઓને જનમ આપયો તેનો, તથા ભાઇનો અને બેહનનો (સ્વભોગ).[૪]

(૫) એવું જાહેર થયલું છે કે તે વાએઝ (સાંભલીઆ) પછી, અગણીત કીકો અને કરપનો, (જેઓ) દેવોને પુજનાર (હતા), તેઓ ઝરથુશ્ત્ર ઉપર ધસારો લઇ ગયા,[૫] અને તેને મારી નાખવાની કોશેશ કીધી; જે પ્રમાણે દીનમાં જણાવેલું છે કે:-"ત્યાર[૬] પછી તે ક્રૂર (કરપનો,) જેઓ તેની નજદીક બેઠા હતા, (અને) તુરના નજદીકના બેશીઓ,[૭] જેઓ (તેના) તાબેદારો[૮] હતા, તથા તેઓ સાથ તુરનો ભાઇ (હતો), તેઓ નાસી ગયા, જાણે કે તેઓ શરમાલ પુરૂષો હોય[૯]" [યાને, તેને (ઝરથુસ્ત્ર સાહેબે) "ખેતવદથ"ને લગતું[૧] શીક્ષણ તેઓને આપયું કે તે પ્રમાણે તેઓ વરતે (તે શીક્ષણ સાંભલીને) તેઓ શરમીંદગા થઇ ગયા હતા.]

---

૧. **આ-ગઝિશ્ન.**

૨. **ખ્વએતુકદસ.** એ શબ્દની સમજણ માટે જુવો "The Alleged Practice of Next-of-kin Marriages in Old Iran" જે વીષય મેં ઇ. સ. ૧૮૮૮ માં પ્રગટ કીધો હતો.

૩. **હુ-દદ-તૂમ**ની વતી **હુ-દરદમ** છે.

૪. યાને બાપનો પોતાની મોહરદાર તથા બચ્ચાંને માટેનો જાતી ભોગ અને બચ્ચાંઓને તથા મોહારદારને તે પીતા તરફનો; તથા ભાઇઓને તેઓની બેહનો તરફનો જાતી ભોગ અને બેહનોને પોતાના ભાઇઓ તરફનો.

૫. જુવો અવ૦ **સર,** "દૂખ દેવું," "ટુકડા કરી નાખવા."

૬. પહલવી, **હવાત અદીન.**

૭. બોલેબોલ તરજુમો: "જેવોએ એકજ કુટુંબની ઓરતોનું દુધ પીધું હતું."

૮. **વિજીર-દાર,** "જે કોઇ તેના હુકમ યા ફરમાન મુજબ ચાલે તે," "મલતીઓ," "શાગીર્દ."

૯ **મુન શર્મ યહેવુન્ત;** અવ૦ **ફ્શરેમ.**

૧ આ તથા ૭ મા ફકરા ઉપરથી દીસે છે જે અસલી તુરાનીઓ, અને ખસુસ કરીને જે કીક અને કરપનો ઝરથુશ્તના દીન દુશમનો હતા તેઓ, **ખ્વેતુકદથ** શબ્દને ખરાબ અર્થે વાપડતા હતા. એ કારણસર પેગામબર સાહેબનું શીક્ષણ તેઓમાં ખોટી રીતે સમજવામાં આવતું હતું અને તેનો ખોટો ભાવાર્થ હાથે કરીને ઉડાડવામાં આવતો હતો. "જાતી ભાગ" અને "આત્મ સ્મરણ"ના અવસ્તાના ખ્યાલને ઘણાજ નજદીકના સગાંવાહલાંઓના લગન કરવાના શીક્ષણમાં ફેરવી નાંખવામાં આવ્યો હતો. આ ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે જ્યારે ઝરથુસ્ત સાહેબ પોતાની વાએઝ આપતા હતા ત્યારે સામી પક્ષનાઓ સાંભલનારાઓમાંથી કાં નાસી ગયા હતા.

(૬) આ તુર તે પેલો તુર (હતો) કે જેનું નામ અઉર્વાઇતા–દેંગ હતું, અને જે ઉસીક્ષોની[2] ઓલાદનો નબીરો હતો; (તેને એ નામ આપવાનું) કારણ એ જે તે જગયાનો એ એક મોટો રાજકરતા હતો, અને તેની પાસે બહુ સેપાહ તથા સત્તા હતાં.

(૭) તે ક્રૂર (કરપનો) એ તેને આ પ્રમાણે કહ્યું: "અરે તુર ઉરવાઇતા–દેંગ, ઉસીક્ષોના નજદીકના ખેશી! જે (માણસ) પાસે થોડું (જ્ઞાન) છે તેની પાસેથી શું તેઓએ મોટાઇની આશા રાખવી જોઇએ[3]! કયાં આપણે એ મોટા (માણસ) ને તે સબબસર થાર કરીએ કે જે (આપણા ધર્મના) નેક વચનોને પોતાના (બુરાં શીક્ષણો)[4] સાથ ભેલી નાખે છે; (જેવા આપણે) ખેતવદથને માટે (ચોકસ છીએ) તેવા આપણે તેમાં[5] (બીજી) કઇ ચીજ માટે એટલા નક્કી છીએ કે તે નહીં કરવી? તે (ઝરથુશ્ત્ર) આપણામાં શક ઉત્તપન કરે છે[6] (એમ કહીને) કે આપણે તે કરવી જોઇએ."

(૮) તે ઉપરથી ઉસીક્ષોના નબીરા તુર ઉરવાઇતા–દેંગે આ પ્રમાણે કહ્યું: "તે પુરૂષ કે જે મારા મત (આઇન) પ્રમાણે[7] હાડમંદ દુન્યાના સઘલા (માણસો)માં સર્વથી અજાયબ જેવી ઇચ્છાઓ[8] ધરાવતો જણાય છે, જે તમામ હાડમંદ દુનીઆંમાં (એખલોજ) સત્તા મેલવશે, તેને તું ના માર, કારણ કે એમ મને લાગતું નથી કે જો તું એને આ (સબબ) સર મારે તો આ જેહાંનમાં ડાહપણ ઘણો લાંબો[9] વખત રહે, [એટલે જે, ડાહપણનો

---

૨. એ ગાથા હા. ૪૪–ફ૦ ૨૦ મા જણાવેલો તુરાની ઉશિક્ષ ટોલો છે કે જે કવીઓ અને કરપનોની પેઠે ઝરથુસ્તની સામે હતો. એ ફકરામાં જણાવે છે: **યાઇશ ગાંમ્ કરપા ઉસિક્ષ્ચા અએષેમાઇ દાતા યાચા કવા આંનમેને ઉરૂદોયતા.**

૩. **અઝશ મસ યનસેગુનાં મુન કસ દાસ્ત** (**કસ–દાસ્તને** ખરે રીતે તો **કસ–દાશ્ત** વાંચવો જોઇએ; બીજી રીતે એ **કસીહસ્તબી** વાંચી શકાય).

૪. યાને તેના ધાર્મિક વીચારોમાં.

૫. યાને તે દેવ–પરસ્તોનાં ધર્મમાં.

૬. પહલવી **હમાએ વબીદૂનાં.**

૭. **મુન—અમ આઇન.**

૮. **કામક–દોઇસ્નતૂમ** (જુવો અવ૦ **દોઇથ્ર,** "આંખ"); બોલે બોલ તરજુમો: "વીકારો જેની ઉપર ઘણીજ નજર રાખવામાં આવે છે (તપાસ રાખવામાં યા ધયાંનમાં રાખવામાં આવે છે)."

૯. **લા, હના રાએ, દેર ઝિમાન દાનાગીહ યહેવૂન્તન, લી મેદમ-સૂન્સ્ત.**

સરદાર (**આહુક ઈ દાનાકીહ**) કે જે આના જેવો સમજ શકતીવાલો[૧] છે, તે હસતી ધરાવતો બંધ પડી જશે], તે સબબ સર જો તેઓ આવી સરસ સમજ ધરાવનાર શખસને મારે તો ઘણો લાંબો વખત સુધી[૨] (દુન્યામાં) ડાહપણ હસતી ધરાવતું બંધ પડશે." (૯) ત્યાર પછી ઉસીક્ષોના નબીરા તુર ઉરવાઇતા-દેંગે (ઝરથુશ્ત્રને) આ પ્રમાણે કહ્યું; "મારા વીચાર[૩] પ્રમાણે, તું કે જે ખાલેસ સમજ શકિત ધરાવે છે[૪] તે પાક છે."

(૧૦) તે ઉપરથી ઝરથુશ્ત્ર નીચે પ્રમાણે બોલ્યો: "તે શખસ કે જેને મારી સામે (આ ચીજ) જાહેર કીધી તેના જેવો હું એક હલકો (**અ-ક્રાજ**) વકતા થઇશ નહી; તેને માટે (આ) (નીચે જણાવેલા) ગુણો[૫] સર્વથી વધુ લાભકારી[૬] છે:- ઇશ્વરી પ્રેરીત્ત (inspired) વાચા,[૭] સ્વભાવ આભુષણ પામેલો સ્વભોગ, વડા દસતુરની[૮] નેમણુક અને (અહુરમઝદની) યઝશ્ન કરવી.

(૧૧) અને અત્રે એક મોટા મોજેજા સમાન, ઘણાઓને ઝરથુશ્ત્રની ખરી મીનોઇ સરદારી[૯] તથા કીર્તીવંત હીંમત[૧૦] નજર પડયાં કે જેની તૈયારીથી[૧૧] તે સર્વોપરી સરદાર તથા દાદાર અહુરમઝદની શાંતી

---

૧. આ ફકરામાં **હૂ-ચિમીગ** શબ્દ બરોબર લાગુ પડે છે. અસલ હસ્તલેખ એને ૯ માં ફકરામાં **હુ-જમનીગ** વાંચે છે, જે નકલ કરનારની ચુક દીસે છે. હૂ-**ચિમીગ**નો અસલ અર્થ "સારી સમજ શકિત" અથવા "તર્ક શાકત" થાય છે. અત્રે ઝરથુશ્તના દુશમનને તે પેગામબરની ઉંડી અને સ્પષ્ટ શક્તિની ખાત્રી થઇ હોય એમ લાગે છે. એ એઓની વાએઝની જાણવાજોગ ખુબી હતી.

૨. વાચો: **અરીક દાનાકીહ લા ચેહવૂનેદ.**

૩ બોલેબોલ અર્થ, "મારે માટે તો", યાને "જ્યાં સુધી મને લાગતું વલગતું છે ત્યાં સુધી." (**લી રાઇ**).

૪. હૂ—**ચિમીગ.**

૫. **હુયાવિશ્ન.**

૬. **અવઝૂનિગતૂમ,** અસલ અર્થ, "ઘણીજ વૃદ્ધિ કરનાર," "ઘણોજ મેહરબાન."

૭. **અંદગં ગુબિશ્નીહ,** અસલ અર્થ, "જીગરનાં અંદરના ભાગમાંથી જાહેર કરવું યા બોલવું" અથવા "અંદરની યા પ્રેરિત વાચા."

૮. **દસ્તોબર કર્દન;** અત્રે એક લાયક શખસની કોમના વડા દસ્તુર તરીકે નેમણુક કરવી એ એક સવાબનું કામ ગણવામાં આવયું છે. એ ઉપરથી દેખાઇતું છે જે એક જરથોસ્તીએ પોતાની જીંદગીમાં પોતાને માટે એક દસ્તુર પસંદ કરવો જોઇએ.

૯. હૂ—**અહૂઇહ.**

૧૦. **ગદા—અમાવન્દીહ;** જુવો અવ૦ **અમવન્ત.**

૧૧. **પસિજગ,** જુવો ફા૦ **પસીઝહ,** "તૈયાર થયલું."

(પંથરાય); અને (વળી અત્રે) તે ઉંચ પંકતીના (**મદમ**) દુન્યાના પેગામબરની જે ઉમદા મોતેબરી (હતી) તે જોવામાં આવી, કે જે (પેગામબરના શીક્ષણ)થી જે કોઇ બેશરમી[1] ખાધરો હોય,[2] યા છુપી હીલચાલો કરતો હોય (hypocrite) યા ઘણી રીતે (**ગઓનક**) લુચ્ચો હોય તેને સારા સ્વભાવ[3] ઉપર તથા સારી ચાલચલણ[4] ઉપર રેહેનુમાઇ કરવામાં[5] આવતી હતી. (૧૨) ત્યાર પછી હરામખોરી[6] (લેવો), કે જે ધાસતીના ગુણ પેઠે તથા નાસતીકપણાના ગુણ પેઠે, જુદી જુદી જાત (અથવા ધર્મ)ના અસંખય લોકોને પોતા[7] તરફ ખેંચનારી[8] છે, કે જેમ કરતાં તે પુષકલ જુઠાઇ[9] ને પોંહચે છે; તે શખસ કે જે આલસુ છે તે ઝરથુસ્ત્રની રહેનુમાઇથી થોડો થોડો તે (હરામખોરી)ની સાંમે[10] થતો જાય છે, (તેનો) નાશ કરનાર (થાય છે); અને (તેથી કરીને તે) મોટાઇને માટે (ઝરથુસ્ત્રની રેહનુમાઇથી) કોશેશ કરનારો (થાય છે). (૧૩) (એવું) જાહેર થયલું છે કે (દીનના) એ મજબુત[11] યોદ્ધાના આ બે (સદગુણો), તેનું અંતઃકરણ અને તેની શ્રેષ્ટ (**અવરતર**) વીચાર શકિતથી, અને તેની કીર્તીથી (આ દુન્યામાં) પુષકલ (**કબદ**) દોલત હતી કે જે પ્રકાશીત[12] હતી.

(૧૪) દેશનો રાજકત્તા તુર, જેનું (નામ) ઉરવાઇતા-દેંગ (હતું) તે (પોતાના) ગુસ્સા, તથા (પોતાના) જુસ્સા[13] અને નાસીપાસી[14] વચ્ચે ઝરથુસ્ત્રનું

---

૧ **નંગીહ; નંગીહા**ની વટી વપડાયો છે. ફા૦ **નંગ**, "શરમ."

૨. જુવો **રસ્પતગીહ**, દીનકર્દ વોલ્યુમ ૧૨ મું, બાબ ૯ મો, સફો ૫૭ મો સતર ૧ લી; ફા૦ **રસ**, "ખાધરો."

૩. **ખૂપ ખૂક**, "સદાચરણ."

૪. **હૂ—પતગ;** સરખાવો ફારસી **પદ**, "રખશક", "મુરબ્બી."

૫. **રાયીનિશ્ન; રાયીનીત** ને માટે વપડાયો છે.

૬. **અખીશકારી,** "સુસતી," "આળસાઇ."

૭. એટલે, હરામખોરી તરફ.

૮. **ખાસ્તાર** અથવા **હાખ્તાર.**

૯. **કબદ ડૂગીહ.**

૧૦. **નિમૂતાર,** જુવો હાલની ફારસી જબાનના એજ શબ્દનો અર્થ.

૧૧. જુવો અવ૦ **સ્તત્ર.**

૧૨. **ખનીત,** અવ૦ **ખન,** "પ્રકાશવું."

૧૩. જુવો પહલવી **સારીદન;** જુવો વોલ્યુમ ૧૩, પુસ્તક ૭ મું, બાબ ૧ લો, ફકરો ૯ મો. સફો ૨૩, સતર ૪ થી; એ શબ્દ એ વોલ્યુમના શબ્દ કોષમાં પણ છે.

૧૪. વાંચો: **અવબર્સ,** "નાસીપાસી." જુવો વોલ્યુમ ૧૩, પુસ્તક ૬ ઠું, દીબાચો, ફકરો ૨૭ મો, સફો ૧૨ મો, સતર ૧ લી, અને તેનો શબ્દ કોષ.

મરણ (નીપજાવવા) માટે, અહુરમઝદની દીન (સાંભલવાને) માટે, કીકો અને કરપનોને આમંત્રણ કરયું, કે જે પ્રમાણે દીનમાં કહે છે: "અને ઝરથુશ્ત્ર આ પ્રમાણે બોલ્યા: 'અએઉસીક્ષોના નબીરા, તુર, (જેનુ નામ) ઉરવાઇતા-દેંગ છે! આ દુનીઆમાં અષોઇ (જાહેર થાય)! ઝસ્થુસ્ત્રની માઝદયસ્ની દીન સઘલી દેવપરસ્તીનો નાશ કરશે.[૧૫]," (૧૫) ઉસીક્ષોનો નબીરો, તુર જેનું (નામ) ઉરવાઇતા-દેંગ હતું તે આ પ્રમાણે બોલયો: "અએ સ્પીતમાન ખાનદાનના ઝરથુશ્ત્ર! તે ધાસ્તી કે જેની અંદર તું પોતે પણ છે તેમાં તું મને ખેંચી શકશે **(આખેઝાએ)** નહી."

(૧૬) અને તેને, ઝરથુસ્ત્રે, નીચે પ્રમાણે કહયું: "અહુરમઝદે મને આ પ્રમાણે પુછયું: 'જયારે તું (હમારી) મીનોઇ દુનયામાં[૧] હમારી તરફ આવ્યો છે, ત્યારે (કહે કે) હાડમંદ દુન્યામાં આદમીઓમાં તે ભલા જોરેમંદ પુરૂષો[૨] કે જેઓ લડવઇઆઓ છે તેઓને બંચાવનાર[૩] કોઇ છે? જે ફાયદા માટે ઘણો ઇચ્છા રાખનાર છે, અને ગાય ઢોર માટે ઘણો ઇચ્છા રાખનાર છે, અને દુરના દેશોમાં ઘણો કીર્તિવંત[૪] અને ઘણી જાતના ખોરાકનો પુષ્કળ ધરાવનાર[૫] [યાને, એ પુષ્કલ ચીજો આપી દીએ છે], તથા ઘણી રવેશે[૬] પુષ્કલ પરોણાગત કરનાર[૬] છે યાને, (એના) દરેક જાતના ખજાના[૭]નું બારણું ઉઘાડું[૮] છે] (૧૭) મેં તેને (અહુરમઝદને) જવાબ વાલ્યો: 'ઉરવાઇતા–દેંગ તુર, જે ઉસીક્ષોનો નબીરો છે.'"

(૧૮) "અને તેને મને આ પ્રમાણે જવાબમાં કહયું: 'અએ ઝરથુશ્ત્ર! આ દીન તરફ તારે તેને લડવઇઆઓમાંથી[૯] પેહલો ખેંચવો જોઇએ[૧૦], કે

---

૧૫. એટલે જે, "અષોઇ તથા જરથોશ્તી ધર્મ સઘલી બુરાઇ અથવા દેવોનો નાશ કરશે."

૧. **અહવાન,** "મીનોઇ મકાનો." જુવો અવ૦ **અંઘહુ.**

૨. યાને, શક્તિવાલા યા તવંગર લોકો જેઓ સવાબગાર છે.

૩. સરખાવો ફા. **પાસ,** "ચોકીબાન," "દરબાન".

૪. વાંચો: **-ર-નામીગતૂમ.** એને **દૂરઝિમીગતૂમ** બી વાંચી શકાય, જેનો અર્થ: "જે દુરના મુલકોમાં મીલકત ધરાવતો હોય."

૫. **કબદ પિશ્ન–તૂમ.**

૬–૬. **કબદ બબાતૂમ,** અસલ અર્થ, "જેને પરોણાગત માટે ઘણા દરવાજા મોટે ભાગે ઉઘાડા છે."

૭. એને **ખનજીનક** વાંચવો, અવ૦ **ખન્** "પ્રકાશવુ"; જુવો હાલનો ફારસી શબ્દ "**ખઝાનહ.**" એ કદાચ **ખનજીવક** "ખજાનો રાખવાની જગ્યા અથવ. ભંડાર" હોય.

૮. **ખદીતુન્ત,** અસલ અર્થ, "દેખાય છે અથવા નજરે પડે છે."

૯. જો **અનશૂતાઆન** શબ્દને ફાર્સી **મરદાનને** અર્થે લઈએ, તો એ શબ્દનો અર્થ "શૂરવીર યોદ્ધાઓ" થાય.

૧૦. એને **આખેઝેશ** વાંચયો છે. **હખેઝશ** વાંચવો વધુ દરોબસ્ત દીસે છે; જુવો અવ૦ **હક્ષએશ;** ધાતુ **હચ** "રસ્તો દેખાડવો."

(જે દીન) (આપણ બંને) જેઓ[1] અહુરમજદ તથા જરથોશ્ત છીએ તેઓના ઉંચ વીચાર,[2] ઉંચ વચન અને સર્વોપરી[3] કામોની છે; અગરજો, અએ ઝરથુશ્ત્ર! તે (શખસ આ દીન તરફ) ખેંચાય, તે કબુલ રાખે, અને આ (તારી) દીનને ફેલાવે, અને (તારી) સામને એક ચેલા દાખલ, જેવી રીતે[4] એક (માણસ) પોતાને તારા ચેલા તરીકે કબુલ રાખે છે તેવી રીતે, બેસે અને તેવી રીતે વર્તે તથા દીન સાંભલે અને તેને આગલ વધારે, તો વલી તે શખસ હમેશાં (તારી) પુઠે (ચાલનાર) છે; અએ ઝરથુશ્ત્ર! લડવઇયાઓમાં તે પેહલો[5] છે, (જે) ફાયદા માટે સર્વથી વધુ ઈચ્છા રાખનાર, ગાય ઢોર માટે સર્વથી વધુ ઇચ્છા રાખનાર, અને દુરના મુલકમાં સર્વથી બોહલી કીર્ત્તિ ધરાવનાર, તથા ઘણી રવેશે પુષ્કલ પરોણાગત કરનાર, તથા જેઓ હાલ જન્મયા છે અને હવે પછી જન્મશે તેઓમાં સર્વથી (ઉત્તમ) છે. (૧૯) અને અગરજો, અએ ઝરથુશ્ત્ર! તે શખસ (આ દીન તરફ) નહી ખેંચાય, અને તે કબુલ નહી રાખે, અને (તારી) આ દીનને નહી ફેલાવે, અથવા (તે) નહી સાંભલે, અથવા તારી સામને નહીં બેસે[6], તો (તારી) સામે (તારા ચેલા તરીકે) નહી બેસે તેથી મારો વીચાર[7] તેને માટે એ (**અઇઘ**) છે કે તે (તારી દીન તરફ) ખેંચાશે નહી; (ત્યારે) તું તેને જાહેર રીતે અએ ઝરથુશ્ત્ર! આ પ્રમાણે વખોડી કાઢજે[8], "તું કે જે અષોઇનો ઇચ્છનાર! તે દેવોના તાબામાં છે,[9] અને **તનાફૂર** ગુનેહગારોની સખતાઇનો પેદા કરનાર છે, (જેઓ) (તારાં) રવાન માટે દોજખને પાત્ર (છે)[10]; ખરેખર એજ પ્રમાણે છે, અને આ (સબબ) સર તેને શીક્ષા કરવામાં આવશે, કારણ કે દીનની હસ્તી તેને ખબર છે," (૨૦) (ત્યાર પછી ઝરથુશ્ત્ર આ પ્રમાણે બોલીઓ:) "અએ ઉરવાઇતા-દેંગ તુર! તું કે જે ઉસીક્ષોથી ઉતરી આવેલો છે! તને હું

---

૧. **લેના મૂન**......વાંચવું વધારે ઠીક લાગે છે.

૨. **મદમ મીનિશ્નીહ.**

૩. **અવર વર્ઝિશ્નીહ.**

૪. **હના અઇઘ.**

૫. કદાચ "લડવઇયાઓમાં સૌથી અતિપ્રસિદ્ધ."

૬. **લા લક પતીરક ચેતીબૂનેત-આએ.**

૭. **દાનિશ્નીક;દાનિશ્નીહ**ની વટી, "જ્ઞાન," "અગમ બુદ્ધિ."

૮. **મદમ ઓલા ચેમલેલૂનેશ.**

૯. જુવો ફારસી ઝદ **બુદન**, "આંગમાં આવવું" (સ્તાઇનગેસની ફારસી દીક્ષનરી).

૧૦. **ખુસિશ્ન-દાતાર ઓલ રૂબાન.** જુવો પહલવી વંદીદાદ, ફરગરદ ૫, ફકરો ૪, જ્યાં અવ૦ **ખ્રઓજદત્ ઉર્વ**નો પહલવીમાં **ખુસિશ્ન-દાત્ ઓલ રૂબાન** તરજુમો કીધો છે; જુવો વંદીદાદ, ફરગરદ ૧૫, ફકરો ૫, **ખ્રઓસ્યેઇતિ**, અવ૦ ધાતુ **ખ્રુસ**, "બરાડા મારવા;" ફા૦ **ખરૂસીદન.**

કહું છું તે એ કે તું જે અષોઇનો ઇચ્છનાર ! તે દેવોના તાબામાં છે, અને **તનાફૂર** ગુનેહગારોની સખતાઇનો પેદા કરનાર છે, (જેઓ) (તારાં) રવાનને માટે દોજખને પાત્ર ( છે )."

(૨૧) એક મોજેજો એક દેવને લગતો જાહેર ( થયો ); તે **વએદવોઇશ્ત**[1] નામનો એક કરપનને લગતો હતો, જે હરેક કીસમના યઝદોનો દુશમન અને અહુરમઝદને નહી માનનારાઓ (**અ-હખતાન**[2]) માંનો એક (હતો). (૨૨) તેને માટે અહુરમઝદ આ પ્રમાણે બોલ્યો : "માટે હું તે શખસ જે બીજી પેદાયશો ઉપર ચઢીયાતો છે તેને આ પ્રમાણે રસ્તો દેખાડું છું[3], અએ ઝરથુશ્ત્ર ! હું કે જે ભલું વીચારનાર અહુરમઝદ છું, કારણ જે અષોઇને લીધે હું ભલી મનશનીવાલો[4] છું [યાને, સીધે માર્ગે ચાલવાથી હું દવેશને દુન્યાંથી દુર રાખું છું]; અમેશાસ્પંદો પણ દવેશથી નીરાલા છે.[5]

(૨૩) તેટલા માટે (**અદીન**), અએ ઝરથુશ્ત્ર ! આગલ ચાલ, તેની પાસથી[6] મારે માટે માંગ [યાને, (તેને) મારો (અહુરમઝદનો) પોતાનો હોય એમ ધારીને[7] તેની પાસે (માંગ)], ૧૦૦ ઘણાંજ મજબુત[8] આદમીઓ અને ઓરતો, તથા (ગાડીમાં) જોડેલા ૪ ઘોડા[9]; આ પ્રમાણે તેને કહે: 'અએ વએદવોઇશ્ત ! અહુરમઝદ તારી પાસેથી ૧૦૦ ઘણાંજ મજબુત આદમીઓ

---

૧. ચાર જાણીતા કરપનો જેઓ ઝરથુશ્તના હમનબરદ હતા, અને જેઓ વીસ્તાસ્પે દીન કબુલ રાખી તે અગાઉ થઇ ગયા હતા, તેઓમાંના એક કરપનનું આ નામ છે. જુવો વોલ્યુમ ૮, પુસ્તક ૭ મું, બાબ ૧, ફકરો ૯, નોટ ૫.

૨. જુવો અવ૦ **હચ**, "પૂઠે ચાલવું," "પછવાડે જવું."

૩. હું એને ફારસી **આદારમ** વાંચું છું; દસતુર પેશોતનવાલી અસલ નકલમાં **આશરમ** મલે છે, જેનો અર્થ "હું મારૂં" (જુવો ફા૦ **આશુરદન**) થાય છે, જે હયાં બંધબેસ્તો થઇ પડતો નથી. તેથી મેં હયાં ફેરફાર કર્યો છે. સરખાવો ફારસી **બર આન દાશતન**, "રસતો દેખાડવો," અથવા, "ઉશ્કેરવું."

૪. **હૂ-અન્દીશ** વાંચો; વેસ્ત એને **ખ્વાનેશ** વાંચી, "તારે બોલાવવો જોઇએ" અર્થ કરે છે.

૫. **જવીત બીશ હુવા-અન્દ.**

૬. યાને વએદવોઇશ્ત પાસથી.

૭. **યખસેનૂન.**

૮. જુવો અવ૦ **તેવિશિ**, "તાકાત," "શક્તિ".

૯. **અચુઝિશ્ન ૪ અસ્પા**, જુવો અવ૦ **ચથ્રુ-યુખ્ત.**

અને ઓરતો, તથા ( ગાડીમાં ) જોડેલા ૪ ઘોડા માંગે છે;[1] જો તું તેને તે ( આન ) બખશે તો તે બખશેશથી પ્રખ્યાતી અને કીર્ત્તિ તારાં થશે; પણ (વ) જો તું તેને તે નહી બખશે તો તે બખશેશ નહી અર્પણ કરવાથી તને લોકમાં નબોજું લાગશે.' "

(૨૪) ત્યાર પછી તે બેવફા[2] (અ-હુખતાન) વએદવોઇશ્ત તરફ ઝરથુશ્ત્ર ચાલ્યો, અને તેને આ પ્રમાણે કહ્યું: "બેવફા વએદવોઇશ્ત! તારી પાસેથી અહુરમઝદ જે ઇચ્છે છે તે ૧૦૦ મજબુત આદમીઓ અને ઓરતો, અને (ગાડીમા) જોડેલા ૪ ઘોડાઓ છે; અને જો તું તેને તે બખશે તો, તે બખશેશથી પ્રખ્યાતી અને કીર્ત્તિ તારાં થશે; પણ (વ) જો તું તેને તે નહી બખશે તો તે બખશેશ નહી અર્પણ કરવાથી[3] તને લોકમાં નબોજુ લાગશે." (૨૫) અને તે કરપને ચીરડાઇને ઝરથુશ્ત્રને જવાબમાં કહ્યું (દ્રાયીદ): "મને તારેથી કાંઇ ઘણું (બેશ) નથી [યાને, મારી સંપતિ તારાં કાર્યથી નથી], અથવા તો અહુરમઝદથી (નથી); (તારા કરતાં) હું એક વધુ ચઢયાતો ખોદા[4] છું, અહુરમઝદ કરતાં પણ મારી સંપતિ વધારે જાસતી છે, મારી પાસ પુષકલ (માલમતા) છે, એક હજાર ડુક્કરોના ટોલાં મેં મેલવ્યાં[5] છે."

(૨૬) અહુરમઝદ તથા અમશાસપંદો તરફ ઝરથુશ્ત્ર આગલ ચાલ્યો; અને તેને, ઝરથુશ્ત્રે, (તેઓને) આ પ્રમાણે કહ્યું: "અએ અહુરમઝદ, વૃદ્ધિનાં મીનો, હાડમંડ દુન્યાના પેદા કરનાર, અષો! આ રીતે તે (વએ-દવોઇશ્તે) મને જવાબમાં કહ્યું: 'મારે માટે તારેથી અથવા અહુરમઝદથી કાંઇ પુષકલતા નથી; હું તારા તથા અહુરમઝદ કરતાં બી વધુ ચઢયાતો ખોદા છું[6]; મેં પુષકલ મેલવ્યું છે, એક હજાર ડુક્કરોનાં ટોલાં (મેં મેલવ્યાં છે)."

---

૧. આ માંગણી કાંઈ અહુરમઝદની આરાધનાને માટે એક ભેટ આપવા અથવા અર્પણ કરવા માટે કરવામાં આવી હોય તેમ નહી, પરંતુ પેગામબર સાહેબના દીનના કાર્યમાં સામેલ થનારાઓ તથા મદદગારોની સંખ્યામાં માલ વધારોજ કરવા માટે કરવામાં આવી હોય એમ લાગે છે. એક સો જોરેમંદ લડવઇયાઓ તેઓના કુટુંબ સહીત વએદવોઇશ્ત, જે કરપનો (બુત પરસતો)નો સરદાર છે, તેનેથી માંગવામાં આવે છે કે તેઓ દેવયસ્ની ધર્મ છોડી માઝદયસ્ની દીનને પાળે.

૨. અહુરમઝદ તરફ બેવફા.

૩. લા દહિશ્નીહ.

૪. બગતર, અવ૦ બગ, અસલી ફા૦ બગ.

૫. ઝક ઇ ૧૦૦૦ ખુગ રમીત વિન્દીત ચેગવીમુનેત.

૬. હુવા-ઈમ શબ્દ બહુ વચનમાં છે કારણ જે રાજા બોલે છે.

(૨૭-૨૮) "અને તે, અહુરમઝદ, આ પ્રમાણે બોલ્યો:-"અએ ઝરથુશ્ત્ર! તેઓ કે જે આપણા (પોતાના છે), તેઓ પાસથી આ તકોબરી-વાલા આદમીએ પ્રખયાતી અને કીર્તિ [1] મેલવ્યાં છે [યાને, ગાય ઢોર આપણે પેદા કીધાં અને તે તકોબરી કરે છે કે તેની પાસ ઘણાં ગાય ઢોર[2] છે (તે તો જુવો)!]; માટે તેના[3] અવેજમાં તેને પણ આ (શીક્ષા થશે), કે જયારે (તેની શારીરીક) જીંદગીને છેડે ત્રીજી રાત્રે તે (આપણી તરફ) આવી પુગતો નથી,[4] ત્યારે તે ત્રીજી રાત્રે તેઓ[5] તેના રવાનથી બાજુએ થઇ જાય છે [યાને તેને મદદ કરવાથી પછાત રહે છે], તે સાત (ભલા અમષાસપંદો), જેઓ રોશન તથા સફેદ ચશમવાલા છે; અને તેઓથી તેને એક ઉંચાઇએ દોડાવવામાં આવે છે, ત્યાં તે ઉંચાઇએ કે જયાં ઘણો પુગાયલો[6] ખોરાક **(લાલા પરનામ)** મોટે ભાગે **(અક્રાજ)** તેના ખાધામાં આવશે."

(૨૯-૩૦) ઇંજાયલા (પવીત્ર) હોમના પાણીની મદદથી એક મોટા **(રબા)** ઇલાજનો, તથા દાઇતી નદીમાંથી તેનાથી[7] તે (પાણી) લાવવાનો મોજેજો, (જે) ઝરથુશ્ત્રે (કીધો હતો), તે જયારે બહમન (અમષાસપંદ તેને અહુરમઝદ સાથની) ગોફતેગો (કરવા) લઇ જતો હતો, ત્યારે જાહેર થયો હતો; એ અહુરમઝદે ઝરથુશ્ત્રને કહયું તે ઉપરથી ખુલ્લું દેખાય છે: "જે હોમનું પાણી તું લઇ જાય છે તે તેઓ[8] માટે છે, અએ ઝરથુશ્ત્ર! નહી તે દેવપરસ્ત માણસો માટે કે જેઓ દેવોને ઇંજે છે, યાને **(અયૂર)** એઓ ઉપરજ તેઓ[10] છાંટે કે જેઓ (તારા) સખુનો ઉપર અમલ કરનારા

---

૧. ગદાઇહને અર્થે ગદાઇ આવ્યો છે.

૨. **ઓલા અવર-મોનિશનીહ કબદ ગઓસ્પેન્દીહ.**

૩. તેના તોર અને દુરાચરણોને લીધે.

૪. અથવા, "જ્યારે ત્રીજી રાત્રને છેડે, તે જીવતો નજદીક આવતો નથી (પણ તેને દોજખની શીક્ષા કરવામાં આવે છે)," એટલે જે, તે બહેસ્તને લાયકની અમર્ગ હાલતમાં (હમારી) નજદીક આવતો નથી.

૫. તેઓ, યાને, તે સાત ભલા અમષાસપંદો.

૬. એટલે જે, તેને ચીનવદ પુલ ઉપરથી દોજખમાં ગબડાવી દેવામાં આવશે, કે જયાં તે ફૂગાયલો ખોરાક ખાશે. સરખાવો ફા૦ **પનાન**, "રોટલીની ફૂંગ."

૭. બોલેબોલ તરજુમો, "આ એક (શખસ)થી," એટલે જે, ઝરથુશ્તથી.

૮. તેઓ માટે, એટલે પાક મીનોઓ તથા પાક આદમીઓ માટે.

૯. એનો અર્થ એ જે એ પવિત્ર આબ જેઓ અહુરમઝદને આરાધતા નથી તેઓ માટે નથી.

૧૦. યાને, તારા ધર્મગુરૂઓ.

**(સખુન ચાર)**[1] છે; (વળી) તે ગોધો કે જે ચાર વર્ષની ઉમરનો, ભાંગેલ શરીરનો (**શકસ્તસાન**[2]), કાળા વાળવાળો, અને ઉપયોગી (**સુતાઓમંદ**) છે, તેને માટે તારે તે (હોમનું) પાણી લઇ જવું જોઇએ; અને તે (હોમનું) પાણી પીતાં તે ગોધો દરદથી સાજો થઇ જશે."

(૩૧) ત્યાર પછી તુરતજ[3] ઝરથુશ્ત્ર પેહલાં હાડમંદ દુન્યામાં ગયે કે જે ઉપર સજસ્તાનને[4] છેડે તે વસ્તો હતો કે જેનું તેજ નામ પરશીદ-તોરા[5] હતું. (૩૨) અને તે પરશીદ-તોરા આ પ્રમાણે બોલ્યો:-" અએ સ્પીતમના ખાનદાનના ઝરથુશ્ત્ર! મને આ પાણી આપ કે જે ઇજેલા હોમ (**હઓમીગાન**)નું છે, (અને) જે તું તારા હાથમાં ધરાવે છે.[6]" (૩૩) અને ઝરથુશ્ત્રે આ પ્રમાણે જવાબ દીધો: "અએ પરશીદ-તોરા! અષોઇની તું વખાણ કર, અને દેવોને ધીક્કાર; બુરા લોકોમાં ઝરથુશ્ત્રની માઝદયસ્ની (દીન)ના આષીરવાદ જાહેર કર." (૩૪) પરશીદ-તોરાએ (અષોઇની) સેતાયશ કીધી, અને તેને દેવોને ધીક્કારીઆ, પણ તેને બુરા (લોકો)માં પોતે માઝદયસ્ની જરથોસ્તી દીન કબુલ રાખી છે એમ જાહેર કીધું નહી. (૩૫) અષોઇની તેની સેતાયશ (જોઇને) ઝરથુશ્ત્ર સાહેબ તેની આગલ ગયા, તેને માટે ઝરથુશ્ત્ર ઇંજેલા **હોમ**નું પાણી લાવ્યા, પણ તે માણસો

---

૧. એને **સખુન-ચાર** વાંચવો, અવ૦ **ચર**, "ચાલવું," "આગલ વધવું".

૨. જુવો હાલનો ફારસી શબ્દ **સાન** "પીઠ."

૩. **બરા આખર.**

૪. એને ઘણુંખરૂં **સજીસ્તાન** નામ આપવામાં આવે છે; એ મુલક અફગાનીસ્તાનની સરહદ ઉપર આવેલો છે.

૫. **પરશીદ-તોરાનો** ઇસારો **ફરવરદીન યશ્ત,** ફકરા ૯૬ ને ૧૨૭, તથા **બુન્દહિશ્ન,** બાબ ૩૯, ફકરા ૫ માં આવે છે. પવીત્ર અવસ્તા પ્રમાણે **પરશદ-ગાઓ** નામના બે પુરૂષો થઇ ગયા હતા, જેમાનો એક **ફ્રાત**નો બેટો હતો, અને બીજો **અપક્ષિર** દેશના રહેવાશી **દાઝગર-ગાઓ**નો ભાઇ થતો હતો, આ ફકરા ઉપરથી અનુમાન કરવું સહેલ છે કે અત્રે દીનકર્દમાં જણાવેલો **પરશીદ-તોરા** તે અવસ્તામા નોંધાયલા એજ નામના બે પ્રખ્યાત પુરૂષોમાંનો એક હોવો જોઇએ. **બુનદહિશ્ન** પ્રમાણે, "**પરશદગા ખૈમ્બ્ય, પેશ્યાનસાઈ**ના મેદાનમાં છે, તેને **ખૈમ્બ્ય** કહેવાતું કારણ એ જે **એશમ** દેવની બીહીકને લીધે એને એક બરણી (**ખૈમ્બ**)માં ઉછેરવામાં આવ્યો હતો." ફરવરદીન યશ્તના ૧૩૮ માં ફકરામાં **ફ્રધાક્ષ્તિ ખુમ્બ્ય**ને, અને પહલવી **દાદિસ્તાન-ઇ-દીનિગ,** પુરસેશ ૮૯-૧૪ ના જવાબમાં **ફ્રધાક્ત ખુમ્બિગાન**ને યાદ કરવામાં આવ્યો છે.

૬. **દેયુનાએ,** અસલ અર્થ "તું લઇ જાય છે."

૭. વેરત એનો અર્થ "દુષ્ટ" કરે છે.

કે જેઓ દેવપરસ્ત હતા, અને દેવોને પુંજતા હતા તેઓને માટે (તે પાણી) તેઓ લાવ્યા નહી; (વળી) ઝરથુશ્ત્ર તે (પાણી) પેલા ગોધાને માટે લાવ્યા કે જે ચાર વર્ષની ઉંમરનો (હતો), જેનું શરીર ભાગેલું હતું, (અને) જે કાળા વાળવાલો અને ઉપયોગી (હતો); તે પાણીનાં વાપડવાથી (**ક્રાજ-બરીશનીહ**) તે ગોધો બીમારીમાંથી તદન તનદરોસ્ત થયો[1].

(૩૬) એક (મોજેજો) ઝરથુશ્ત્રને મારી નાખવાને માટે (નાશકારક) ગનામીનોએ (તેઓ ઉપર) ધસારો કીધો હતો તેને માટે (જાહેર થયો હતો), જે પ્રમાણે દીનમાં કહ્યું છેઃ—"ઉત્તર તરફના ભાગમાંથી તે પુર મોતવાલો ગનામીનો દોડયો, તે કે જે બુરી દાનેશવાલો પુર મોતવાલો હારેમન છે, તેને આ પ્રમાણે બુમ પાડીઃ 'અએ **દ્રુજો**! (તેની) ઉપર દોડો, અને પવીત્ર ઝરથુશ્ત્રને મારી નાખો.' (૩૭-૩૮) **દ્રુજો** તેની ઉપર ધસ્યા, બુત[2] દેવ તથા (બીજા) સઘલા દેવો, (જેઓ) છુપી હીલચાલ[3] કરતા અને દગલબાજ હતા; અને ઝરથુશ્ત્ર મોટેથી અહુનવર ગાઇને ભણીયા, (અને) જે **દરૂજો** તેમની નજદીક (હતા), (જેવા કે) બુત દેવ, અને (બીજા) સઘલા (દેવો), જેઓ છુપી રીતે હીલચાલ કરતા અને દગલબાજ હતા, તેઓ તેથી ગભરાઇ જઇને નાસી ગયા. (૩૯) અને **દ્રુજોએ** તેને આ પ્રમાણે બુમ પાડીને કહ્યુંઃ— 'અએ ગનામીનો! તું અંહકારની નજરે જુવે છે [યાને તું (કોઇ પણ) ચીજ સમજ શકિતથી મુદલ જોતો નથી], અને (હમને) તું જે કરવા ફરમાવે છે તે બની શકે તેવું નથી; સ્પીતમાન ઝરથુશ્ત્રનું મોત (કેમ નીપજાવવું) તે હમો આગમજથી જોઇ શકતાં નથી.' (૪૦) પોતાના સંપૂર્ણ પ્રતાપથી, અશો ઝરથુશ્ત્રે ઉંચ પ્રકારની (**મદમ**) મન શકિતએ જોયું કે, 'તે દુષ્ટ બુરી દાનાઇવાલા દેવો મારૂં મોત (નીપજાવવાની) યુકિત રચે છે, અને (એમ ખ્યાલ કરી) ઝરથુશ્ત્ર બરપા થયા, અને તેઓ સાહેબે ચાલવા માંડયું.

---

૧. ઝક **તોરા મિન ઝક બીમારીહ બરા દ્રવીસ્ત ચેહવુન્ત.**

૨. જુવો વંદીદાદ, ફરગરદ ૧૯, ફકરા ૧-૪, તથા તેનું પહલવી. દાર્મસ્તેતે કહે છેઃ "**બુઇતિ** દેવને મોટી બુનદહિશ્નમાં **બુત** નામની મુરતી જેને **બુદાસ્પ** પુજતો હતો તેને મલતી જણાવી છે. એ **બુદાસ્પ** તે **બોધિસત્વનું** અપભ્રંશ છે. તેટલા માટે **બુઇતિ** એ બુધ ધર્મની નીશાની છે કે જે ધર્મ પૂર્વ ઇરાનમાં ઇસ્વી સન પૂર્વે બે સદી અગાઉ અને ક્રાઇસ્તની બે સદી પછી પગભર હતો. ફરગર્દ ૧૧ માં **બુઇધિ** નો ઇસારો છે તે **બોધી** શબ્દનો બીજો અને વધુ ખરો ઉચ્ચાર હોવો જોઇએ. (S. B. E. Vol. IV, p. 209.)

૩. **નિહાન-રૂબિશ્ન**, "છુપી રીતે ચાલતો." અસલ લખાણ આ રીતે પણ વાંચી શકાયઃ-**બુત શએદા વ સીજ ઈ નિહાન-રૂબિશ્ન ઇ ક્દાપ્તાર;** "બુઇતિ દેવ તથા ચોરી છુપીથી હાલતો સીજ (દેવ) (મરકી), જે લુચ્ચો હતો." જુવો **અવ• ઇથ્યેજથ્યંહ**, જે નાશના દેવનું નામ છે.

(૪૧) હ્યાં ઘણાઓને એક મોજેજો તે (ફ્રકરામો) નજરે પડયો કે જેમાં કહેવામાં આવ્યું[૧] છે કે: "તેને, અષો ઝરથુશ્ત્રે, એક પથર[૨] ઉંચકીઓ,[૩] (અને તેને પોતાના) હાથમાં પકડીઓ; તે એક દોઢી[૪] જેટલો (**કદુગ મસાએ**) હતો, (અને) તેને તે દાદાર અહુરમઝદથી મેલવ્યો હતો, (યાને) **યથા અહુ વઇર્યો** જે ખુદાઇ[૫] (કલામ છે) તે.

(૪૨-૪૩) અને એક (મોજેજો) આ (હતો) જે માત્ર[૬] ઇરાન શહેરમાં ઇરાનીઓનેજ જાહેર થયો હતો (એટલુંજ) નહી, પણ દરેક દેશમાં ને દરેક જાતમાં (જાણીતો છે), (તે આ કે) ઝરથુશ્ત્રે દેવોના શરીરો ભાંજીઆં અને મોટે સરોદે [૭] અહુનવર ભણ્યા; જે પ્રમાણે કહેલું છે કે: "કયાંનીઓના ખોરેહની મદદ (**ચાર**)[૮] ને હું ઇજું, જેની સાથે અશો ઝરથુશ્ત્ર (પોતાના) ઉંચ વીચાર, ઉંચ વાચા (અને) દીનને માટેના ઉંચ કામોથી જોડાયલો[૯] છે, જે હસ્તી ધરાવનાર સર્વ પેદાયશોમાં અષોઇમાં સર્વથી અષો, રાજ કરવામાં સર્વથી મોટો રાજકર્ત્તા, પ્રકાશમાં સર્વથી પ્રકાશીત અને કીર્ત્તિમાં સર્વથી વધુ કીર્ત્તિવાલો છે. (૪૪) (અને તેનો) ઝલકાત (**વીનાવદાગીહ**)[૧૦] નીહાલીને દેવો આગમજથી[૧૧] તેની આગલ પડી ગયા છે, તેઓની ડસયલ (stinging) અને કરડતી (biting) ટેવો[૧૨] (તેનો) ઝલકાત નીહાલતાં જતી રહી છે,[૧૩] અને (તેનો) ઝલકાત

---

૧. **પવન ઝક ઈ ચેમલેલુનેદ.**

૨. **કસ્પા**; પાઝંદ શબ્દ **સંગ** અથવા "પથર"નો એ હુઝવારેશ રૂપ છે.

૩. વાંચો: **ફ્રાજયાત**, એ **ફ્રાજીદન** "ઉચે કરવું" (To raise) એનો ભુત્ત કર્મણિ કૃદંત્ત છે (?) એના બીજાં વાંચણો: **ફ્રાજ-દાદ**, "પાછું આપ્યું," "આગલ મુકયું;" **ફ્રાજીશ્ત** અથવા **ફ્રાજીસ્ત** "સર્વથી ઉચું."

૪. દસતુર પેશોતનજીની નકલ: **કદગ-મસાએ**, "એક ઝુપડાં જેટલો મોટો"; એને **કદુગ-મસાએ** "એક દોધી જેટલો મોટો" વાંચવો ઠીક થઇ પડશે.

૫. **મઇનૂગ** "મીનોઇ," "ખુદાઇ," "પ્રેરિત્ત."

૬. **લા અએવગીચ.** ૭ **ફ્રાજ-સ્રાયિશ્નીહ.** ૮. સરખાવો ફારસી, **બી-ચારહ** "બીચારો."

૯. **મદમ લેવતા ચેહવૂન્ત.**

૧૦ **વીન**, "દેખાવ," **આવ**, "પ્રકાશ" અને **દાગીહ** "બખશેશ;" એટલે "પ્રકાશનું ખોરેહ જોવું."

૧૧. **પીશ મિન ઝક**; અસલ અર્થ, "તે અગાઉ."

૧૨. જુવો હાલનો ફારસી શબ્દ **માયહ**, "એક ડંખ મારતું યા કરડતું જાનવર."

૧૩. સરખાવો, અવ૦ ધાતુ કુ, "જવું", "પસાર થવું"; એને **ફ્રૂનીદન** વાંચવો. એ **નફ્રૂનીત** બી હોય, પહલવી **નફ્રૂનસ્તન** "પડી જવું."

નીહાલતાં માણસોમાંથી તેઓનું વ્યભિચારી છુટાપણું[૧] દુર થઇ ગયું છે; અને તે માટે તે ઇજા દેનારાઓએ[૨] વીલાપ કીધો, (અને) તેઓ કે જે દેવો છે તેઓએ બહુ સખત[૩] વીલાપ કીધો. (૪૫) તેઓ આગલ અષો ઝરથુશ્ત્રથી અહુનવર ગાઇને ભણવામાં આવ્યો,[૪] (અને) સઘલા દેવો ધરતીમાં દટાઈ અને સંતાઇ[૫] ગયા [ યાને, તેઓના શરીરો તદન ભાંગી ગયાં ]. (૪૬) અને કહેવામાં આવ્યું છે જે તેઓના શરીરન ભાંગી જવા પછી શારીરીક દેવો તરીકે દુન્યામાં બાહેર આવવાને અને ખરાબી કરવાને તેઓ અશકય છે; તેઓનો છુપાયલો[૬] ખવાસ માણસ જાતને જાહેર થઇ જવાથી માણસો તેઓને પુખ્ત રીતે પીછાણતા થયા, (અને જાણ્યું જે) તેઓ યઝદો નથી પણ દેવો છે.

(૪૭) દીનના આ ફકરામાં એક સવાલ **(ગુબિશ્નીહ)**ના (આકાર) માટે (અહુરમઝદ) ઝરથુશ્ત્ર સાથ કેમ બોલ્યો તે ઝરથુશ્ત્રે અહુરમઝદના શબ્દોથી માણસોને વાકેફ કીધાં[૭]:—"માણસો કેવી રીતે (આ) હાડમંદ દુન્યામાં એક દેવને ઉંચી પંકિત આપે છે, જાણે તે એક **દસતુર**[૮] (હોય); જેઓ એમ કહે છે જે તેઓએ તેમને દીનના દસતુર (યા વડા)ઓ તરીકે ગણવા જોઇએ તેઓ કેવા હોવા જોઇએ ?" (૪૮) અને અહુરમઝદે ઝરથુશ્ત્રને

---

૧. જુવો અવ૦ **જહ., જહિ.**

૨. સરખાવો અવસ્તાનું વિષેશ નામ **સ્નાવિધક.** એ એક દઇત્યનું નામ છે કે જેને આ દુન્યામાં હલાકી અને નાશ પહોંચાડયો. અત્રે પહલવીમાં એને એક સામાન્ય નામ તરીકે વાપડયો છે અને એનો અર્થ "નાશ કરતો દેવ" કોઇકવાર થાય છે. વેસ્ત પ્રમાણે એ પહલવી શબ્દ **શ્નાયાન,** "સાંભળવું" ને માટે હોય, અથવા એ અવસ્તા **સ્નઓધેન્તિશ** શબ્દનો નઝદીક મલતો ઉતારો હોય. એમ લઇએ તો **સ્નોદીયાન** વંચાય, "રડવું," "વીલાપ કરવો."

૩. **સ્તહમગીહાતર.** અસલ અર્થ "વધુ સિતમ યા જુલમથી."

૪. વેસ્ત: "**અહૂનવઇર્ય**થી કે જેને અષો ઝરથુશ્ત્રે મોટેથી તેઓ સનમુખ ગાયો."

૫. પહલવી **ખઝીદકની** વટી અત્રે **ખઝીદ** વપડાયો છે; જુવો હાલનો ફારસી શબ્દ **ખજીદહ,** "સંતાયલું," "છાણું." એને **નિગાન વ અપઇતાક** બી વાંચી શકાય.

૬. વાંચો **નિહાન હએમીહ.** વેસ્ત: **યઝદાન હએમીહ,** "યઝદોના ખવાસનુ."

૭. **વીશુફ્ત** વાંચવો વધુ ઠીક થઇ પડશે. હાલનો ફારસી શબ્દ **ગુશ્ફ્ત** "ઉંઘાડું," "પ્રગટ થયલું."

૮. યાને, ધારમીક બાબદોમાં તે એક મુખ્ય સત્તાધિકારી હોય.

(વધુ) આ પ્રમાણે કહ્યું: "અએ ઝરથુશ્ત્ર! જેઓ ભલાર પુરૂષો છે, તેઓ દેવો ને ઉંચ પકિત કેવી રીતે આપે છે? અને તેઓ કેવા શખસો છે, કે જેઓ ગમે તે બોલે છે (યા માંગે છે), તેઓને દેવો આ પ્રમાણે (જવાબ આપે છે): 'હમો તમો માટે તે બજા લાવીશું;' જેબી કાંઈ તેઓ માગે છે તેના (જવાબમાં) દેવો (કહે છે) 'તે ચીજ તમને ફલશે'!

(૪૯) ત્યારે ઝરથુશ્ત્રે આ પ્રમાણે કહ્યું: "અએ અહુરમઝદ! માત્ર તેનેજ માટે[3] માણસજાત તે (જગયાએ) દોડે છે કે જે વેરાન[4] જંગલ[5] છે, જ્યાં રોશનીનાં પસાર થઇ જવા પછીથી[6] તે સુર્યના ઉદય[7] લગી કોઇ પણ રહેતું નથી, જયારે રાતના બે **હાસર**[8] (થઇ જાય છે) અને (તેની) પૂઠે[9] [અથવા સૂર્યના અસ્ત થવાથી તે (ત્યાં) તેઓ પાછા ફરીને સાથે એકઠા મલે[10] ત્યાં સુધી, (યાને) જયારે રાતના બે **હાસર** પસાર થઇ ગયા હોય]; જયાં તેઓ કામકાજની, અથવા માણસો અને કુતરાઓની કાંઇબી ગડબડ સાંભલતા નથી.[11] (૫૦) ત્યાર પછી તે માટે[12] તેઓ (પોતાને દેશ) પાછાં ફરતાં, આમ

---

૨. આ ઠેકાણે એવા માણસોને ઠેકડી કરી "ભલાં" કહેલાં છે. ખરૂ જોતાં તો તેઓ હવસી ને લોભી પુરૂષો છે, જેઓ દેવોની પરસ્તેશે જાય છે, સબબ કે તે દેવો તેઓના પુંજારીઓ જે કાંઇ સવાલ પુછે છે અથવા પ્રમાણીક યા અપ્રમાણીક માગણી કરે છે તેઓને હા-કારમાં જવાબ આપી પોતા તરફ ખેંચે છે.

૩. **બરા પવન ઝક.**

૪. **અમાનિશ્ન,** "રહેવાના મકાનો વગરતું," "વેરાન" અથવા "એકાંત."

૫. **વિશગર દશ્ત. વિશગર** શબ્દના વપડાશ માટે જુવો પુસતક ૬ થું, દીબાચો, બાબ ૩૦, § ૧૧, સફો ૧૮, સતર ૩; "જંગલ." વંદીદાદ ફરગર્દ ૮, ફકરા ૯૫ માં આવતા અવ૦ **સ્કઇથ** "શીકારગાહ"નો એ પહલવી તરજુમો છે.

૬. **ફ્રનામિશ્ન,** અવ૦ **ફ્ર-નમ,** "નીચે જવું," "વાંકુ વલી (ચાલી જવું)."

૭. **હૂ—વક્ષ;** સરખાવો અવ૦ **હચ હૂ વક્ષાત્ આ હૂ ફ્રારમોદાતોઇત,** "સૂર્યોદયથી તે સૂર્યાસ્ત લગી."

૮. "પહલવી પાઝંદ ફરહંગ" પ્રમાણે એ એક વખતનું માપ છે. એક હાસર ૧॥ કલાક જેટલો લાંબો થાય છે. અવસ્તામાં **હાથ્ર** શબ્દ જગયાના માપને માટે વપડાયો, જે માપ રોમન **માઇલ**ની લંબાઇ જેટલો હતો. અત્રે પહલવી લખાણ ઉપરથી સમજ પડે છે જે દેવોની પરસતેશ કરનારાઓ આવી એકાંત જગયાએ દેવોની શોધમાં રાત્રે ૧૦ યા ૧૧ વાગયે અથવા ત્યાર પછી જાય છે.

૯. પહલવી, **લખવાર** એટલે "પછી."

૧૦. **વૂદ ઓલ હમ-વરદિશ્નીહ.**

૧૧. યાને, તેઓ એક ઘણીજ શાંત જગયાએ, મધ્ય રાત્રે, જાય છે.

૧૨. દેવ પરસ્તીથી નીપજતા ફાયદા વીષે.

કહે છેઃ 'ત્યાં[1] આપણે દેવો સાથ ગોફતેગો કીધી છે[2]; જયારે આપણે તેઓ પાસથી બાદશાહી અને પેશવાગીરી (સરદારી) માંગીએ[3], ત્યારે તેઓ તે આપણને આપે છે; જયારે તેઓ પાસેથી ગાય ઢોરોનાં ટોલાં[4] અને સંપત્તી માંગીએ, ત્યારે તેઓ તે આપણને આપે છે.'"

(૫૧) (તે ઉપરથી અહુરમજદે આ પ્રમાણે કહયું): "તેમને માટે તેઓ આવી ચીજ કેમ કરી શકે? યાને, એ ભેટો તેઓને વારે ઘડીએ કેમ પોંહચે છે (**યેહબુનત યેહબુનત**)[5] જેથી તેઓ કહે છે કેઃ 'તે (ભેટ) હમને પોંહચી છે'"!

(૫૨) એ ઉપરથી ઝરથુસ્ત્ર આ પ્રમાણે બોલ્યોઃ "અએ અહુરમઝદ! તે આબાદી માટે[6] તેઓ જુદી રીતે કહે છે;[7] કોઇક આમ કહે છેઃ 'એમ[8] કીધા પછી હું વધુ માણસો અને ગાય ઢોરો ધરાઉં છું[9] (અને) જયાં સુધી દેવોના સમાગમમાં છું ત્યાં સુધી, (એમ ચાલુ રહેશે)'; કોઇક (વળી) આ પ્રમાણે કહે છેઃ 'એમ કીધા પછી હું બદતર, અને વધુ અપજશ[1] વાલો થતો રહયો છું, અને જયાં સુધી હું દેવો સાથે સમાગમ રાખું છું ત્યાં સુધી (એમ ચાલુ રેહશે),' કારણ કે તેઓ પોતાનું સઘળું જીવતદાન પોતા માટે દેવોથી ધરાવે છે,[2] [એટલે કે, જયારે તેઓની જુદી જુદી જાતની જીંદગીઓ, જેબી કાંઇ તેઓ માગે તે દેવોથી[3] છે]" (૫૩) અને તે, ઝરથુસ્ત્ર, આ

---

૧. યાને, ફલાની ફલાની જગયાએ.

૨. **હમ-પૂરસીદ.**

૩. **જદયીમ;** સરખાવો અવ૦ **જદ.** "આગ્રહ કરવો." **જઇદ્યેમિ.** આ ફકરામાં દીનકર્દ એને પેહલે **ઝદયીમ** લખે છે, અને પાછલથી **જદયીમ** લખ્યો છે. આ છેલ્લો આકાર ખરો છે.

૪. **પાહ—આઓમંદી,** "ગાય ઢોરોનો કબજો."

૫. યાને, દેવો વારેઘડીએ જેબી કાંઇ તેઓના પુજારીઓ માંગે તે કેમ આપી શકે?

૬. એને **આવાદીહ** વાંચ્યો છે. બીજું વાંચણઃ **આઝાદીહ** (અવ૦ **આઝાત.**) "ઉદારતા," "બુન્યાદિ."

૭. **જવીત્ યેમલેલૂન્દ.**

૮. એટલે, દેવો સાથની મારી ગોફતેગો (સમાગમ) પછી.

૯. **રમગ—આઓમંદતર.**

૧. **દૂશ-ગદાઆઓમંદ.**

૨. **બરા યેહવૂનિશનીહ યખસેનૂન્દ;** વેસ્તઃ "તેઓ પોતા માટે પૂર્ણ ગુજારે ધરાવે છે."

૩. બોલેબોલ તરજુમોઃ "જયારે તેઓ દેવોથી (યાને દેવોને લીધે) જુદી રીતે રહે છે, જેબી તેઓ બોલે તે માટે."

પ્રમાણે (વધુ) બોલ્યો: "અએ અહુરમઝદ! તે માટે તેઓ કહે છે[1]: હમારા (દેવપરસ્તો) માનો કોઇ કયાં (**અઇધિ**) ગુમરાહ[2] થઇ જાય છે તે ઘણી સંભાલથી તપાસો[3], યાતો તે એ કારણસર[4] વીલાપ કરે છે [એટલે, તે (પોતાનું) માથું પોતાની છાતી (**ઓલ કનાર**) ઉપર રાખે છે], યા તેને માટે તે પસતાવો કરે છે [એટલે, તે માત્ર એકજ બાજુ જુવે છે], અથવા દુખથી[5] તે પડી જાય છે, અને તે (હાલત)માં દેવો તે મદદ[6] કે જે (ભલા યઝદોથી) માણસોને (આપવામાં) આવે છે, (તે મેલવવાથી તેને) દુર[6] ઘસડી જાય છે!"

(૫૪) ત્યાર પછી અહુરમઝદે આ પ્રમાણે કહયું: "અએ ઝરથુશ્ત્ર! જે પ્રમાણે તું ઇચ્છા રાખે છે, તે પ્રમાણે તું તારી જીંદગી સંપુર્ણ રીતે, ઉપર માંથાંથી તે નીચે જોડા[7] સુધી તપાસ, અને તારી બનને બાજુએ[8] નેગાહ કર[9], અને (તેનું ફલ) તને આગલ અને પાછલ, અને સઘલી બોરડુએ જડશે[10]; કારણ કે જેમ દેવો માણસોથી (માંગે છે), તેમ હમો તારી પાસથી હરેક ચીજ છુપીજ રીતે[11] માંગતા (**જદયીમ**) નથી.

---

૧. બોલેબોલ તરજુમો: "માટે તેઓ તે વીશે આ પ્રમાણે બોલે છે."

૨. **લખવાર વરદેત,** જુવો ચાલુ ફારસી શબ્દ **ગશ્તન,** "જતું રેહવું," "ફેરવઇ જવું" યા "ગુમરાહ થઇ જવું."

૩. **પરૂન બરા નિગીરીદ,** સરખાવો અવ૦ **પરેનંઘહ, પઉરૂ,** "પૂષકલ," "ઘણું". વેસ્ત: "આગલ."

૪. **ઓલ હમ મૂશેત,** જુવો **મૂશેદ**નો અર્થ વોલ્યુમ ૧૩, પૂસ્તક ૬, દીબાચો, બાબ ૪૫, § ૨૧, સફો ૩૫, સતર ૧૦; હાલનો ફા૦ શબ્દ **મુશ,** "દલગીરી", "વીલાપ."

૫. **બરા બીસ્મા અઉફ્તેદ,** જુવો સૌ૦ विषम, "દુખ દાયક," "ધાસ્તી ભરેલું;" વેસ્ત: "માત્ર ખુશ લાગે એવી રીતે પડી ગયલું."

૬. **મિન અવાગીહ...ષએદા બરા નસહૂન્દ.**

૭. પહલવી વાંચન **ઝીરીહ રેગલા** (દસ્તુર પેશોતનજીવાલી નકલમાં **લેલીઆ વ રેગલા** છે તે સુધારયો છે); જુવો ફારસી **ઝીર-પા,** "જોડો;" વેસ્ત: "પગની પાતલી."

૮. **હઇતી(હ) ઈ લક બરા નિગીર.**

૯. વેસ્ત: **અરિક કુસ્તગ વ કુસ્તગ,** "જુદી જુદી બાજુએ દુર."

૧૦. વાંચો: **ઝાયાએ,** જુવો અવ૦ **જન,** ફા૦ **ઝાયીદન,** "જણવું," "પેદા કરવું," "આગળ આવવું." એને **ઝદયેઆએ**બી વાંચી શકાય, સરખાવો અવ૦ **જદ** "આગ્રહ કરવો," "ફરમાસ કરવી;" એ ઉપરથી વેસ્ત: "તારે આગ્રહ કરવો જોઈએ."

૧૧. અસલ અર્થ, "છાનીમાની રીતે" (**પવન અવીનાવદાગીહ**). હયાં દેવો પોતાના પૂંજારીઓને સમજાવતા દીસે છે કે તેઓએ પોતાની બૂરી નેમો ઘણું કરી રાત્રે અંધકારમાં છુપી રીતે પૂરી પાડવી અને બોલલી રીતે નહીં.

(૫૫) વળી, જયારે દેવો મજબુત સંપ[1] કરીને ધસારો લઇ આવે છે, ત્યારે (માણસોને) છાનામાનાજ ઘસડી જાય છે.[2] (૫૬) અએ ઝરથુશ્ત્ર! તારી તરફ પણ તે (દ્રુજ), એક સોનેરી બદનની[3], ખીલેલી છાતીવાલી[4] ઓરતના (આકારમાં), ધસી આવશે [યાને તેને એક છાતીનું બખતર[5] પેહરયું છે], અને તે સોનેરી બદનવાલી ખીલેલી છાતીવાલી ઓરત તારી સંગાત[6] શોધતી[7], તારી સાથે ગોફ્તેગો ચાહતી, (અને) તારી હમ મદદ[8] માંગતી ધસી આવશે; (પણ) તારે તેને તારી પાડોશમાં (રાખવી) નહી, તેની સાથ વાતચીતનો વહેવાર (રાખવો) નહી, અથવા, હરકોઇ કાર્ય તેને (કરવાને) ફરમાવવું નહી; (એથી ઉલટું) તારે **યથા અહુ વઇર્યોની** ફતેહમંદ (પવિત્ર) બંદગી આચરવી, કે જેથી તે (બદકાર ઓરત) ઉંધી વળે ને (તેનો) છેડો (આવે)."[9]

(૫૭) વસ્તીવાલી અને મિત્રોથી ભરેલી દુન્યા તરફ ઝરથુશ્ત્ર આગલ ચાલ્યો,[10] કે જેથી ખુદ પોતાની[11] હાદમંદ દુન્યાંને અચ્છી રીતે તપાસી શકે; ત્યાર પછી દ્રુજ આગલ તે આવી પોંહચ્યો કે જે એક પોષાક નજદીક

---

૧. **પવન ક્રાજ બન્દિશ્નીહ**, "મજબુત ગાંઠથી," "મજબુત રીતે જોડાયલું."

૨. **બરા નસહૂન્દ.**

૩. **કેર્પ ઝરીન.**

૪. જુવો ફારસી **પુર-સીનહ.** એને **વકદ કર્પ, ઝરીન-પુસીન,** "સોનેરી તાજવાલી નારનું શરીર," પણ વાંચી શકાય, સરખાવો અવ૦ **ઝરન્યો-પુસ.** પણ આ છેલ્લા શબ્દનો અર્થ હયાં લાગુ પડતો નથી.

૫. એટલે, "બોડીસ," યાને, છાતી તડી રાખવાને સ્ત્રીઓ પેહેરે છે તે વાસકુટ; અવ૦ **ક્ષતાન-પાન.** ફારસી **પેસ્તાન,** "છાતી," અને **પાન, બાન,** "રક્ષણ કર્તા."

૬. **હમ-હુખગીહ,** અવ૦ **હુખ,** "મીત્ર;" ફારસી **હમ-ખાહ,** "હમ શહેરી."

૭. જુવો ફારસી **જુસ્તન,** અનીયમીત કાલ, **જાય;** અવ૦ **જદ,** "માંગવું."

૮. **હમ-કેરદારીહ.**

૯. **ઓલા ઓલ આખરીહ ફ્રૂદ વશ્તન;** સરખાવો હાલનો ફારસી શબ્દ **ફ્રૂ-ગશ્તન.**

૧૦. અહુરમઝદ સાથની પહેલી ગોફ્તેગો પુરી થવા પછી ઝરથુશ્ત્ર સાહેબ આ દુન્યામાં પાછા ફર્યા ત્યાર પછી.

૧૧. પહલવી ઝક **ખાપિશ્ન,** "જે તેની પોતાની હતી;" સરખાવો અવ૦ **ખાપઇથ્ય** અથવા **હુવાપઇથ્ય; પઇતિશ ન્માનેમ્ યિમ હુવાપઇથીમ્** (ય૦ ૫, § ૬૨) વેસ્ત: **ખાપિશ્નો,** "લોકોએ પગે ચાલીને પાડેલો રસ્તો."

બેઠી હતી[1], કે જે પોષાક જ્યારે (અહુરમઝદ સાથ) ગોફ્તેગો માટે તેને બહમન અમષાસ્પંદ લઇ ગયા હતા ત્યારે તેને[2] (ત્યાં) મેલ્યો હતો; (તે દ્રુજ) નારી આકારમાં, સોનેરી આભુષણમાં સજ થયલી, ખીલેલી છાતી-વાલી, બેઠી હતી; અને તેનેથી સોહબત તથા વાતચીત અને હમ મદદ તે ચાહતી હતી; તે આ પ્રમાણે બબડી[3]: "હું સ્પેન્દારમદ (ફરેશતો)છું"[4]

(૫૮) અને ઝરથુશ્ત્રે તેને કહ્યું કે: "પણ મેં સ્પેન્દારમદને, એક રોશનીવાલા વાદળાં વગરના દીવસે[5] જોઈ છે; અને તે સ્પેન્દારમદ મને પછવાડેથી[6], આગલથી[7] અને આરપાર[8] [એટલે કે, બધી બાજુથી] સુંદર નજરે પડી હતી; (ત્યારે જોઉં) તું ફરીને પીઠ દેખડાવ કે જેથી[9] હું જાણું જે તું (ખરેજ) સ્પેન્દારમદ છે."

(૫૯) ત્યારે દ્રુજે આ પ્રમાણે જવાબ દીધો: "અએ સ્પીતમ ખાનદાનના ઝરથુશ્ત્ર! હમો તે નારીઓમાંની છીએ, કે જે આગલી બાજુથી સુંદર છીએ, અને પછવાડેથી બદસુરત અને બિહામણા છીએ; (માટે) (મારી) પીઠ ફેરવવાને મને તું ફરમાવ ના." (૬૦) (આ પ્રમાણે) ત્રણ વેળા તેની સંગાત તેણીએ ખટપટ કીધી (**પતકારીદ**), પછી દ્રુજે પોતાની પીઠ ફેરવી[10], તે ઉપરથી[11] ઝરથુશ્ત્રે તેને પછવાડેથી (**બાતર**)[12] જોઇ, જયારે (તેને દીઠું

---

૧. **અદીન બોલ દ્રુજ ફ્રાજ મત, અમત** (મુનની વટી) **પવન નઝ-દાગીહ ઇ જામગ ચેતાબુનસ્ત.**

૨. ઝરથુશ્ત્રે.

૩. સરખાવો અવસતા, **દન્તન**, "દાંત"; ફારસી **દનદીદન**, "ગુસ્સાથી મનમાં બડબડવું," "ઘુરકવું." એનું બીજું વાંચન: **દબ્યીદ**, અવ૦ **દવત** એ પહલવી શબ્દ **ગનદીદ**થી વાંચી શકાય, ફારસી **ગનદીદન**, "ગંદ મારવી." "કોહવું," "ખોટા વચન ઓચરવા." જુવો અવ૦ **ગઈન્તિ, ગન.**

૪. અવ૦ **સ્પેન્ત-આર્મઈતિ**, પવીત્રાઇ, બાનુઓનું નમાનાપણું, વીગેરે ઉપર મવક્કલ અમશાસ્પંદ.

૫. **અએન ઝક ઇ રઓશન યોમ ઇ અન-અવર;** એ છેલ્લા શબ્દ સાથે સરખાવો: અવ૦ **અવ્ર**, ફા૦ **અબર;** એ ઉપરથી **અન-અબર, બી-અબર**, "વાદલાં વગરનું."

૬. જુવો પહલવી **હૂ-અવારૂન**, જેનો અત્રે વપડાયલો બીજો રૂપ **હૂ-અપૂન** છે.

૭. વાંચો: **હૂ-પર્ગૂન;** જુવો અવસ્તા **પઇરિ-ચિથીત**, "આગલ".

૮. જુવો અવસ્તા **તરસ્ચા, તરો.**

૯. મેં લ્હાં **અઇઘ** ઉમેરીઓ છે.

૧૦. **આખરીહ ફ્રૂત વરત.**

૧૧. **અઝશ.**

૧૨. **બાતર**, ખાલદી ભાષામાં એનો અર્થ "પછી," "પછવાડે" થાય છે.

કે) ઝહેરી સર્પો (ગઝ)[1] તથા જળો[2] અને ગીલોરીઓ (કુલબુગ)[3], અને કાનકચુરા (પઝગુગ)[4] અને દેડકા (વઝગ)[5]થી ભરપુર તેના પછવાડેના છિંદ્રની[6] હેઠલ સખત[7] વસ્તુ (નસો) હતી[7].

(૬૧-૬૨) ત્યાર પછી ઝરથુશ્ત્રે **યથા અહુ વઇર્યોનો** ફીરોજી ભરીઓ કલામ મોટે સરોદે ગાયો, અને તે દુજ દેહશત પામી,[8] તથા ચેશમગ (નામનો) કરપન ધસી આવ્યો, અને જયારે તે એક સડી જતી હાલતમાં[9] હતો ત્યારે બડબડયો કે: "હયાંથી[10] ઇજા એટલી તો છે કે તેને મને ગાલેબ કીધો છે[11]; (પણ તું) ઝરથુશ્ત્ર એમ કાંય (**મા**) ધારે છે કે બીજી કોઈ કીસમના (**મા**)નરો, કે જેઓ (તારા) ફટકાથી દોજખમાં જાય છે, તેઓની દુન્યાં કરતાં તારી દુન્યાં વધારે ખુશાલ છે? હું (પણ) મારી તનહોમંદ જીંદગીમાં[12] મારી દુન્યામાં વધારે (**મદમ**) ખુશાલીથી જાઉં છું, જેથી તું તારી (દુન્યા)ને માટે (**લક રાએ**) તારી તનહોમંદ જીંદગીમાં[13] મારા ફરેબોથી છેતરાય છે.[14]"

(૬૩) અને ઝરથુશ્ત્રે આ ભેદ માણસોને ખોલ્લો કીધો[15], (કે) તેઓની અજમાયશ અને તેથી દેવો વીષેનું જ્ઞાન તેજ જાતના[16] એક મોટા

---

૧. અવ૦ **અજિ**, ફાર્સી ગઝ, "સર્પ."

૨. વાંચો: **ખૂન-જલાગ**, જુવો હાલનો ફા૦ શબ્દ **ઝલુક** અથવા **ઝલુ** "જલો," અસલ અર્થ "લોહી ચુસનાર ઝહેરી જાનવરો."

૩. જુવો અવ૦ **કહ્રપુ**, ફાર્સી **કલપગ.**

૪. ફા૦ **પઝગ**, "કાનકચુરો."

૫. અવ૦ **વઝગ.** ઝરથુશ્ત્રને દુષ્ટ અને પાપી ઓરતોએ કેવી રીતે લલચાવ્યા હતા, તેઓ કેવી નીતીભ્રષ્ટ અને નાપાક હતી, અને પેગામબર સાહેબ દીનની મદદથી તે લાલચોની સામને કેમ થયા તે આ ફકરામાં આલંકાર રૂપે દરશાવવામાં આવ્યું છે.

૬. પહલવી **અન્દર્ગ ગશત.**

૭-૭. **અમત હિખ્ર સુફ્ત યેગવીમૂનાદ;** સરખાવો અવ૦ **હિખ્ર** અને ફા૦ **સુફ્ત**, "સખત".

૮. વાંચો: **નસીદ;** જુવો અવ૦ ધાતુ **નસ**, "સડી જવું", "કોહવું."

૯. **નસિશ્નીહ**, એ આગલી નોટમાં કહેલા ધાતુ ઉપરથી આવ્યો છે.

૧૦. યાને, આ દુન્યામાંથી.

૧૧. **વનદીદ**, અવ૦ ધાતુ **વન**, "જીતવું."

૧૨. **મદમ પવન તનૂ ખયા.**

૧૩. **અદ્વધ-અત પવન તનૂ ખયા;** બોલેબોલ અર્થ, "તારી બાકી જીંદગીમાં."

૧૪. **બરા ફ્રદીપ્ત મિન અફ્રમ.**

૧૫. પેગામબર સાહેબે આદમજાતને દુનીયામાંની દુષ્ટ લાલચોના ભય, તથા એવી લાલચોની અંદર ભલા આદમીઓની કસોતી શું છે તે, તથા માઝદયસ્ની દીનની જરૂરી અગમચેતીઓ અને હુકમોથી એ લાલચો સામેનો બંચાવ, એ સઘલું ખુલ્લું કીધું. આ દીન હાલ સુધી ચાલુ રહી છે તેનું કારણ માત્ર તેની પરહેજગારી અને સચાઇ છે.

૧૬. **મિન-ઇચ હુમ-બબા.**

મોજેજાથી માણસોને જાહેર થયાં—(જેવાં કે) ઝરથુશ્ત્ર અગાઉ દેવોની આ દુન્યામાં જાહેર દોડધામ, અવસ્તા કે જે શાહ વીશ્તાસ્પ અને તેના જમાનાના લોકોએ સચ્ચાઇ તરીકે કબુલ કીધી હતી તેમાં જાહેર થયલી દીનના ઝરથુશ્ત્રથી મોટે સરોદે (પઢાયલા) કલામોની (મદદ)થી તે (દેવો)નાં શરીરોનું ભંજાવવું—અને જો તે પ્રમાણે બન્યું ન હોત તો વીશ્તાસ્પ અને તેના જમાનાના લોકોએ, અવસ્તા જેનો આટલી બધી (સચ્ચાઈનો) ખવાસ (આપણને) જાહેર છે, તે[1] ખોટા લેખીને તેઓએ કબુલ રાખ્યા ન હતે, અને તે (યાને અવસ્તાની દીન)નો સીલસીલો આપણ લગી ચાલ્યો ન હતે.[2]

(૬૪) અને એક (મોજેજો આ હતો) કે જેનો પણ સંબંધ (લેવતા) ઝરથુશ્ત્રની, પુર મહોતવાલા[3] ઝાકના[4] તેમજ વીશ્તાસ્પના કરપનોના તથા બીજા ઘણાક કીકો[5] અને કર્પનો જેઓ વીશ્તાસ્પની દરબારમાં હતા[6] તેઓના ગુમરાહ ધર્મની[7] બદી વીષેની દીનમાંથી (મેલવેલી) માહીતી[8] સાથ રાખવામાં આવ્યો હતો; ઝરથુશ્ત્રનું મરણ નીપજાવવાની તેઓની એકયતા (હમી) વીશે, તેને માટે ભારે નાલેસીઓ[9] જે વીશ્તાસ્પને કહેવામાં આવી હતી તેઓને ઉભી કરવા વીશે, અને તેનું મરણ નીપજાવવાને વીશ્તાસ્પને ઉશ્કેરવા[10] વીશે, (અને) વીશ્તાસ્પના હુકમથી તેને સખત બંદીખાને[11] નાખવા વીશે[12] તથા તેને શિક્ષા કરવા વીશે (દીનની મદદથી વાકેફ થયા

---

૧. તે, યાને, અવસ્તાની દીન.

૨. **ઓલ લેના લા પતવસ્ત હવા-આએ;** બોલેબોલ તરજુમો: "તે (અવસ્તા) હાલ આપણી સાથે જોડાયલા હતે નહી".

૩. **પૂર-મર્ગ,** "પૂર મોહત યા નાશવાલો."

૪. અત્રે **ઝાગ** શબ્દ એક દેવના નામ તરીકે વપડાયો છે. **બુન્દહિશ્ન,** બાબ ૩૩, ફ. ૫ માં, તે એક નેક પુરૂષનું નામ છે.

૫. સરખાવો અવ૦ **કવિ** યા **કવન,** તેઓ કે જેઓ જરથોશ્તી દીનની સચ્ચાઇઓ જોઇ શકતા નથી.

૬. **મદમ બબા ઇ વીશ્તાસ્પ.**

૭. **વશ્તગ દએનીહ.** ૮. **આગાસ ચેહવૂન્તન.**

૯. **વઇશસ્તન ઇ મદમ અશ ગીરાન અ-રાસ્ત** (જુઠાઇ). વેસ્ત: "સખત, ગાલ ગલોચની તૈયારી."

૧૦. **સારીનીતન** શબ્દ, જે વોલ્યુમ ૧૩, બાબ ૧, ફકરા ૯ માં આવેલો છે તે કેમ વપડાયલો છે તે જુવો.

૧૧. **શકફ્ત બન્દ,** અસલ અર્થ "મજબુત બેડી."

૧૨. **ચેહમતુનેત,** અસલ અર્થ "તે (નજદીક) આવે છે."

હતા) (૬૫) ત્યાર પછી, વળી, તેમાંથી[૧] પોતાના મોટા (**મદમ**) છુટકારા વીશે, પોતાને લગતા એક મોજેજાના જાહેર થવા વીશે, અને (પોતાને) ઉંચ પેગામબરી શકિત મલવાની ગવાહીની જાણવાજોગ સાબેતીના જાહેર થવા વીષે; (અને અહુરમઝદ સાથની પોતાની) ગોફ્તેગોમાં દસ વર્ષના અરસામાં (**સચિશ્ન**), તેને (ખુદાને જે) છેલ્લો સવાલ (પુછયો) તે પછી, વીશ્તાસ્પની દરબારે (**બબા**), તથા (દીનને માટેની) પેલી ભયંકર લડાઇની કસોટી (**વર**) તરફ, અહુરમઝદની સલાહ અને હુકમથી (પોતાનાં) એકાંત વીદાય થવા[૨] વીષે (ઝરથુશ્ત્રને દીનથી) વાકેફગારી (થઇ હતી). (૬૬) વીશ્તાસ્પના શરતના મેદાન[૩] ઉપર, તથા અહુરમઝદની મીત્રાચારી,[૪] અને તેની સત્તા તથા ફતેહ (ઉપર)ના તેના પોતાના ઉત્તમ કલામ વીશે; અહુરમઝદની દીન તરફ વીશ્તાસ્પને આમંત્રણ (દેવા વિશે); અને તે ઉપ્રાંત,[૫] (પોતાની) પેગામબરી[૬] સ્થાપવા માટે તેને[૭] શું ઇચ્છવું જોઇએ, તે માટેના કલામોને વીશ્તાસ્પે, પોતાના ડાહપણ, ભક્તિભાવ, અને મીનોઇ એતેકાદે કરી ધ્યાંનથી સાંભલીઆ (તે વીષે).

(૬૭) (અને) ત્યાર પછી, વલી-(પણ) ઝરથુશ્ત્રના શબ્દો તેનેથી (વીશ્તાસ્પથી) (તમામ) સંભલાયા, તથા ઝરથુશ્ત્રની ચાલચલણ (તે) સમજી શકીઓ તે અગાઉ—પુર મોહતવાલા[૮] ઝાકે, અને બીજા કીગો તથા કરપનોએ, નાલેશી[૯] તથા જાદૂગરીના કામોંએ, ઝરથુશ્ત્ર સામે[૧૦] વીશ્તાસ્પનાં કાન

---

૧. એટલે, તેનાં સખત બંદીખાનાં તથા શીક્ષામાંથી.

૨. **અએવતાગ ફ્રવફ્તન,** "ભપકામાં એકલું ચાલવું."

૩. **અસ્પાનવાર,** "શરતનું મેદાન;" જુવો ફારસી, **અસ્પાનવર.**

૪. અસલ નકલ પ્રમાણે **આશ્તીહ;** અવ૦, **આક્ષ્તિ.** "સુલેહ," "શાંતી", "દોસ્તી;" એને **અયાદીહ** પણ વાંચી શકાય જેનો અર્થ "યાદ દાસ્ત" થાય.

૫. **લેવતા ઝક.**

૬ **વક્ષવરી અંદાખ્તન રાએ.** ૭. યાને, વીશ્તાસ્પે.

૮. **પૂર-મર્ગ,** અસલ અર્થ, "મોત યા નાશથી ભરપુર."

૯. **સ્પઝગીશ્નઇહા,** અવ. **સ્પઝગ,** "નાલેશી."

૧૦. **મદમ;** અસલ અર્થ, "આસપાસ."

ભંભેરવાને લીધે,[૧] તેનેથી (વીસ્તાસ્પથી) બંદીખાનેની[૨] શીક્ષા ફરમાવવામાં આવી,[૩] જેમ ઝરથુસ્ત્રના (પોતાનાજ) શબ્દોમાં જાહેર કરવામાં આવ્યું છે કે:—"મેં તેઓના ૩૩ સવાલોના[૪] પુખ્ત રીતે જવાબ વાલીઆ છે, અને તેઓમાંના ૩૩ નાં (મોઢાંઓ) બંધ કરીઆં છે, (તથા) તે ક્રૂર (આદમીઓ), જેઓ દૂષ્ટ અને દેવપરસ્ત હતા તેઓને ૩૩ સાંકલોએ મેં (બાંધીઆ છે). (૬૮) (પણ) મારે માટે તો તે દૂષ્ટ કીનાખોર (શખસો)ના[૫] બોજાએ[૬] મારા પગોનું તાકાત નકામુ[૭] કરી નાંખીયું છે; મારે માટે તો તે દૂષ્ટ કીનાખોર (શખસો)ના બોજાએ (મારી) બાજુઓનું કૌવત નકામુ કરી નાંખ્યું છે; મારે માટે તો તે દૂષ્ટ કીનાખોર (શખસો)ના બોજાએ (મારા) કાનોની સાંભલવાની શકિત નકામી કરી નાંખી છે; મારે માટે તો તે દૂષ્ટ કીનાખોર (શખસો)ના બોજાએ (મારી) આંખોની દ્રષ્ટિ નકામી કરી નાંખી છે; તે પુર મોહુતવાલા (શખસો)ના જણુન દ્વેષના (**દૂષ વઇલ**) બોજાથી પેદા થયલાં સખત સકંટને લીધે[૮] મારી છાતી પીઠ[૯] લગી અંદર દબઇ ગઇ હતી [ યાને, હું પીઠ તરફ પાછલ હઠીઓ[૧૦]].

---

૧. **સીજીનીદન ઇ વીશતાસ્પ મદમ ઝરતુહુશ્ત્ર.** સરખાવો અવ૦ **ઇશ્યેજંઘહ,** "નાશ;" પહલવી **સીજ** "મર્કી," "રોગ." એને **દીપીનીદન** યા **દીવીનીદન,** "દેવોમાં ફેરવી નાંખવુ" બી વાંચી શકાય; અવ૦ ધાતુ **દબ** યા **દિવ,** "ઠગવું."

૨. **બંદ-પાતફ્રાસ.**

૩. **અવિસ્પાર્દની.**

૪. બોલેબોલ તરજુમો, "મેં તેઓની ૩૩ પુરસેશોના બહુજ અચ્છી રીતે (**મદમ**) જવાબ આપયા છે." તે તેત્રીસ કીકો તથા કરપનોના ધાર્મિક સવાલોને તે આપેલા જવાબો એટલા તો નીશ્ચિત અને કારગર હતા, કે તેઓનાં મોઢાંને ગોયા તેનેથી કરીને સાંકલ પડી હોય યા તાલુ મરાયું હોય તેમ થયું.

૫. **દુશ-વઇલગ-કશ;** જુવો હાલનું ફારસી **વઇલ-કશ,** "એક કીનાખોર શખસ;" વેસ્ત પ્રમાણે, **ગુશન-ગીરાઇહ,** "માણસ જાતની વલાણ." કદાચ એ **દૂશ વીરાઇહ,** "ખરાબ ખોરાક" હોય; તેને બંદીખાનામાં ભુખે મરી જવા દેવામાં આવ્યો હતો.

૬. એને **સંગ** વાંચીએ છે, અવ૦ **અસેંગ;** ફા૦ સંગ, "પથ્થર," "બોજો." વેસ્ત એને **સૂદ** વાંચી, "ભુખ" અર્થ કરે છે.

૭. એને **અનકાર્દન** વાંચીએ છે; અસલ અર્થ, "(શરીરના કોઇબી ભાગને) નીરઉપયોગી કરી નાંખવો."

૮. એને **અવર-ખસ્તિશનીહ** વાંચીએ છે; સરખાવો પહલવી ફારસી **ખસ્તન,** "ઘાયલ કરવું"; વેસ્ત એને **પદગશ્તીહ** વાંચી "સ્વરૂપાંતર," "એક આકારમાંથી બીજાંમાં બદલાવું" અર્થ કરે છે.

૯. પહલવી, **અફ્રૂમ બરા સીનગ ઓલ પર્શિત મદમ અવગૂન્દીત.** અર્થ એ જે કીકો અને કરપનોથી તેની ઉપર જે સંકટ લાવવામાં આવ્યું હતું, તેથી ઝરથુસ્ત્રને ભુખમરો સેહવવો પડયો, જેને લીધે તેનું શરીર એટલું તો તાવદાન થઇ ગયું કે તેનાં છાતીના હાડકાં લગભગ બરડાની કરોડે લાગયાં, જેમ કોઇ તદન દૂકાલથી ભુખે મરતાંને થાય છે તેમ.

૧૦. **અઇઘ-અમ લખવાર ચેગવીમૂનાદ.**

(૬૯) અને અત્રે ઝરથુસ્ત્રની બાહેદુર સહનશક્તિને[૧] લીધે, તે બદીની[૨] સામેની ભયંકર લડતમાં એકલે હાથે[૩] ટક્કર ઝીલવા ગયો;[૪] ત્યાં (ઉપર) લખ્યું છે તે પ્રમાણે, તેની જીંદગીની, ભુખ[૫] અને તરસની,[૫] તથા ભારી બેડી (અને) બીજાં દુ:ખો, કે જેની સામે આદમી જાતની કુદરતી તાકાતમાં (ગોયા) એક રક્ષક[૬] (છે), (અને) જે (દુ:ખો) ખુદાના નીરમાન[૭] કીધેલાં નથી, તે (દુખોની) આટલી બધી શીક્ષામાં[૮] પડવું[૯] જાહેર થયું; (ત્યાર પછી) જ્યારે તેનું (ઝરથુસ્ત્રનું) તન, વળપેચમાં (શકફ્તીહ) અને બંદમાં, તથા ચાલુ ભુખમરાની[૧૦] જીંદગીના તેનાં બીજાં સંકટોની વચમાં, તેના પુર બહારમાં તેઓથી જોવામાં આવ્યું,[૧૧] ત્યારે શાહ વીશ્તાસ્પ અને તેનાં પેહલવાનોને[૧૨] એક મોટો મોજેજો જાહેર થયો.

(૭૦) એક (મોજેજો) આ (હતો), કે જે ભલા યઝદોથી તેને (ઝરથુસ્ત્રને) પેલાં ભયંકર સંકટમાંથી[૧૩] છોડવવા કાજે[૧૪] યોજવામાં[૧૫]

---

૧. **તકીગીહ;** સરખાવો અવ. **તનજીશ્ત.** હાલનું ફારસી **તગ,** "બાહાદુર," "કાવતમંદ."

૨. **ઓલ અગીહ;** સરખાવો અવ૦ **અઘ,** અથવા **અક,** "ભુડું", "દુષ્ટ".

૩. **પવન અએવતાગ.** "રક્ષણ વગરનું", "એકલી હાલતમાં", "પોતાના પગ ઉપરજ આસતવાર".

૪. **સાતૂન્ત,** "આગલ ચાલીઓ અથવા આગલ વધીઓ".

૫-૫. એને **સૂદ વ તશ્ન** વાંચીઓ છે. એ **સંગ ઇ વદગાન** બી વાંચી શકાય, "બુરાઓનો ભાર".

૬. એટલે સહનશક્તિનો ગુણ. સરખાવો ફારસી **પદ,** "એક રક્ષક", અને પહલવી **પતાઇદન.**

૭. **બગ-દાત** ની વીતી **બગ-દત** આવ્યો છે; જુવો **દીના ઈ મઇનૂગ-ઇ-ખ્રતૂ,** બાબ ૨૪, **બાગૂક-બખ્ત.**

૮. અવ૦ **પઇતિ-ફ્રસ,** યા **પઇતિ-ફ્રષ.**

૯. **પતૂદન;** અવ૦ **પત,** "પડવું".

૧૦. **દેર અખૂરદારીહ ઝીવન્દગ.**

૧૧. **વિન્દાત,** અવ૦ **વિન્દ,** "મેલવવું". જો દસતુર પેશોતનજીવાલી નકલ પ્રમાણે **અમત-શાન દાદ** વાંચીએ તો, "તેઓને આપવામાં આવ્યો હતો".

૧૨ વાંચો: **યલેગાન,** ફારસી **યલ,** "એક પહેલવાન".

૧૩. **મિન શ્કફ્તીહ,** અસલ અર્થ, "ગુંચવાડા ભરેલી હાલત".

૧૪. પહલવી **ઓલ વહાન ઇ બૂખ્તિશ્ન ઇ આલા.** એ **વહાન** શબ્દને ફા૦ **બહાનહ** સાથ સરખાવો.

૧૫. **અંદાખ્ત;** એનો અર્થ "કલપ્યું", "ગોર કીધો" બી થાય.

આવ્યો હતો, (જ્યારે) એક ખસી નહી કીધેલા[1] ગોધાનું જીવ ધરાવનાર શરીર[1] તેઓથી અદ્રશ્ય [2] રીતે જીવ વીનાનું (બનાવી દેવામાં) આવ્યું[2]; (અને) ત્યાર બાદ, વીસ્તાસ્પની મોટી બેઠકમાં[3] અને દુન્યાંનાં મંડલમાં[4] ઝરથુશ્ત્રે (પોતાના) કૌવત અને (ખુદાનો) જે સાચ્ચો સખુન[5] છે તેનાં ઈતબારથી[6] કરીને, જે પ્રમાણે વીશ્તાસ્પના પ્રકાશીત ઘોડા[7] વીષેનો મોજેજો (છે) જેને વીષે પવિત્ર લખાણોમાં[8] ઇશારો મલે છે, (તે) માફક, તેજ શરીરને સજીવન કરીયું[9].

(૭૧) એક (મોજેજો) શાહ વીશ્તાસ્પના, તથા (તેનાં) દેશનાં લોકોના મનમાં[10] શું હતું, તે (ઝરથુશ્ત્રથી પોતાની) મીનોઈ મનશક્તિથી[11] આગમજથી જાહેર કરવાનો[12] અને ખુલ્લું[12] કરવાનો (હતો), અને વળી (તેને) કેટલીક બીજી કીમતી અમુલ્ય (ચબુન)ખાનગી ચીજો[13] (ખુલ્લી કીધી).

---

૧–૧. એને **જાન–આઓમંદ તનૂ બીખેદ્ર** વાંચો; જુવો અવ૦ **બિખેદ્ર**, પહલવી **બૂખેદ્રગ**, "ખસી નહી કીધેલો"; **વંદીદાદ**, ફ્રગર્દ ૧૯, § ૨૧; મોબેદ સાહેબો ધર્મની ચોકસ ક્રીયાઓમાં શુધ સફેદ રંગનો ગોધો વાપરે છે તેને માટે ઇસારો હશે.

૨–૨. એટલે, ભલા મીનોઓથી. દસતુર પેશોતનજીવાલી નકલ પ્રમાણે, **અ-ઝીવન્દગ વ અ-પએદાગ યહેવૂન્ત**, "બેજાન અને અદ્રષ્ય થઇ ગયો."

૩. સરખાવો ફારસી **નિશસ્ત.**

૪. **હન્જમન.**

૫. **ઝક ઇ રાસ્ત મિલયા.**

૬. **વાવરીગાનીહ**, "એતેકાદ", "પ્યાર"; જુવો અવ૦ **વર**, "ઇતબાર રાખવો", "માન આપવું"; અવ૦ **વાઉરયા, વાવર, વાઉર.**

૭. વાંચોઃ **અસ્પ ઇ શએત**, જુવો અવ૦ **ક્ષિ**, "પ્રકાશવું," **શએત**, "તવાંગરી." અત્રે વીશ્તાસ્પના ઘોડાને ઝરથુશ્ત્રે સારો કીધો તે બાબે ઇસારો છે. ફારસી ઝરથુશ્ત્ર નામામાં એ મોજેજો લંબાણથી વર્ણવ્યો છે.

૮. સરખાવો અવ૦ **સ્રવંઘહ**, "પવિત્ર કલામ," અને અવ૦ **દિસ**, સૌ૦ **દિશ**, "દેખાડવું." એનો અર્થ "એક ચમતકારી ફકરામાં દેખાડવામાં આવ્યું છે" બી થાય.

૯. **હમ તનૂ નવક લખ્વાર કર્દ**, બોલેબોલ તરજુમો, "તનને ફરીને જાન આપીઓ."

૧૦. **મીનિશ્ન**, "વીચારો."

૧૧. **મઇનૂ વીનિશ્ન.**

૧૨–૧૨. **ગૂફ્તન વ આશકારીનીદન.**

૧૩. **નિહ્ફ્તક ચબુન**; બીજો અર્થ, "(મીનોઇ) દોલતના કેટલાક બીજા ભેદો."

(૭૨) એક (મોજેજો આ હતો કે) દુરાચણીં[1] મોહની[1] કેટલી વસ્તુઓ, કે જે ઉપર બેબીલોનમાં[2]ઝોહાક તરફથી,-કે જેનાં લોભને[3] લીધે માણસજાત બુતપરસ્તી ઉપર આવી ગયું હતું[4] અને, તેથી કરીને[5], દુન્યાનો નાશ (થતો) હતો,-(તે ઝોહાક તરફથી) અમલ કરવામાં આવતો હતો, (તે વસ્તુઓ) ઝરથુસ્ત્રના દીનના ફતેહમંદ કલામોના જાહેર થવાથી[6] સમુલગી નાશ પામી અને નકામી થઇ પડી,[7] કે જે[8] (કલામો) જાદુગરીની[8] સામને હતા.

(૭૩) એક ( મોજેજો ) આ ( હતો ) કે જે ( ખનીરસ ) કેશવરના પ્રખ્યાત વિદ્વાનો સાથની દીન માટેની તકરારમાં[10] જે મોજેજાઓ ઝરથુસ્ત્રને[11]

---

૧-૧. એને વદ-જમાશ વાંચીએ છે; સરખાવો ફાસી બદ-જમાશ, "દુષ્ટ યા બુરી ઠગાઇ."

૨. બાવીર, સરખાવો અવ० બવ્રિ, "બાબીલોન," યશ્ત ૫, § ૨૯, તથા યશ્ત ૧૫, § ૧૯. દાર્મસ્તેતે કહે છે, "ઈરાનની ગાદી છીનવી લેનાર અઝિ એ આર્યન ન હોવાથી, તેને ખાલદ્દયનો, જેઓ ઇરાનીઓના જાવેદાનના શત્રુઓ હતા, તેઓ સાથ ભેળી નાખવામાં આવતો; તેની સાથે બેબીલોનનું નામ અસલી આસીરીયન જુલમાત, જે તે વેલાએ નીકલી જઇને ભુલઇ ગયો હતો, તેની એક ઝાંખી ઇતિહાસીક યાદ આપતું, અને ખાલદીઆમાં પોતાના સેમેતીક પાડોશીઓ સામને ઇરાની પ્રજાનો અણગમો જાહેર કરતું. મુસલમાનોએ ઇરાન જીતી લીધું તે પછી અઝિ આખરે એક અરબ તરીકે ઓલખાવા લાગયો. અઝિને લાગતી દંતકથાઓ અસલ કાસ્પીઅન સમુદ્રના દક્ષિણ કીનારા ઉપર જનમ પામી હતી." યશ્ત ૧૫, § ૧૯ પ્રમાણે ઝોહાકે કિવરિન્તનો પોતાનો મહેલ, કિવરિન્તેમ દુઝિતેમ, બાંધીઓ હતો, જેને હમઝા નામનો અરબ ગ્રંથકર્તા કુલેંગ દીશને નામે ઓળખાવે છે, અને શાહનામામાં ફીરદુસી તેને દિઝુખ્તનું નામ આપે છે. બાબીલોનના આ "શ્રાપને પાત્ર" કીલ્લામાં અઝિ દહાક (ઝોહાક) વારંવાર આસરો લેતો હતો.

૩. પવન ઝક નીયાઝાનીહ.

૪. મદ યેગવીમૂનાદ.

૫. વાંચોઃ અઝશ, દસ્તુર પેશોતનજીની નકલ પ્રમાણે, વક્ષ, "વધારો;" વેસ્તઃ "(અને એનું) વધવું દુન્યાંનો નાશ હતો."

૬. ફ્રાજ ગૂફ્તન.

૭. હમાગ વિશૂપીહસ્ત વ અકારીહસ્ત.

૮-૮. ઝક પતીરગ ઝક યાતૂગીહ.

૯. કએશ્વર; અવસ્તા, કર્ષ્વરે.

૧૦. પતકાર, અસલ અર્થ "ઝગડો"; અત્રે લાગુ પડતો અર્થ "જાહેર તકરાર," "વાદવીવાદ."

૧૧-૧૧. પહલવી ઇ મિન ઝરતૂહશ્ત્ર.

લાગુ પાડવામાં આવ્યા છે[૧], તેઓની સાથે જાહેર કરવામાં આવ્યો હતો, કે જે વિદ્વાનો (પોતાની) વિદ્વતાને માટે સૃષ્ટિમાં સારી પેઠે જણાયલા હતા,[૧] (અને) જેઓ પવિત્ર[૨] શાસ્ત્રોમાં ઉમેરો કરનારા (હતા),[૨] (જેઓ) અતી ભુલાવો ખવાડનાર શીક્ષણના[૩] બહુ ભયંકર શતરૂઓમાંના[૪] (હતા), (અને) જેઓની ઇચ્છા પોતાનો (પેલો) અતી ભુલાવો ખવાડનાર ધર્મ (જે તેઓ પાલતા હતા) તેમાંથી છુટા થવાની હતી; તેઓને (ત્યાર પછી ઝરથુશ્ત્રથી) સચ્ચાઈનું સમજ પડી શકે તેવી રીતે[૫] જાહેર થવું, અને શાહ ગુશ્તાસ્પ અને પેલા સઘલા વિદ્વાનોનું[૬] દીનની બાબે એગુમાન[૭] થવાનું હતું. (૭૪) (ત્યાર પછી) ઝરથુશ્ત્રની ખરી અગમચેતી બાબે, તથા વીશ્તાસ્પથી માઝદયસ્નની દીન કબુલ થવા માટે, અહુરમઝદની ઇચ્છા બાબે અને દુનીઆમાં (તેનો) ફેલાવો થવા બાબે, વીશ્તાસ્પનું મન શાંત[૮] કરવા થકી અહુરમઝદે થોડા[૯] (અમશાસ્પંદો આ દુનીઆ તરફ) રવાના કીધા[૧૦] (જેવા કે), બહમન, અરદીબેહસ્ત, તથા વૃધ્ધિ કરનાર આતશ (બુર્ઝીન મીહર).[૧૧]

---

૧. સરખાવો ફારસી **આશના.**

૨–૨. વાંચો: **સ્રૂબ બાજ ગિરાયગાન; સ્રૂબ,** સરખાવો અવ૦ **સ્રવંગ,** પવિત્ર કલામ અને **બાજ,** સરખાવો અસલ ફારસી શબ્દ **બાજી,** "ખંડની" (જુવો બહીસ્તાનના શિલાલેખો, કોલમ ૧, § ૧૯); અવ૦ ધાતુ **બજ,** સૈ૦ भज, "ભાગ પાડવા"; ફારસી **બખતન.** એ ઉપરથી **બાજ ગિરાયગાન** નો અસલ અર્થ, "તેઓ કે જેઓ સાહિત્યને મદદ આપવા ચાહતા હોય."

૩. **ઝક દીબઝગતર ગૂબિશ્ન;** બોલેબોલ તરજુમો, "ઘણાજ દગલબાજ શબ્દો," યાને, તે જમાનાના દેવપરસ્તો તથા બુતપરસ્તોનાં શીક્ષણો. સરખાવો અવ૦ **દીવઝા,** "લુચ્ચાઇ," ધાતુ **દીવઝ,** "ઠગવું"; જુવો વંદીદાદ પરગર્દ ૧૮, શરૂઆતના ફકરાઓમાં આવતો **દ્વિવઝત હચ.**

૪. **શકફ્ત પતકારતર.**

૫. **દાનિશ્નીક.**

૬. જેઓ વીશે ઉપર ઇસારો છે તેઓ.

૭. એટલે, ચોકસ.

૮. **પવન આશ્તીહ,** યાને, વીશ્તાસ્પની "વધારે મુસ્તકીમ ખાતરી કરવા માટે," અને ઝરથુશ્ત્રની પેગામબરીની સચ્ચાઇમાં મનાવવાને, તેને (વીશ્તાસ્પને) તથા તેના દાનાવોનાં મંડલને મદદ કરવા માટે, અને એ સચ્ચાઇઓ દુનીઆમાં સઘલે ઠેકાણે ફેલાવવા માટે.

૯. અમેશાસપંદોમાંના કેટલાક **(ચંદ).**

૧૦. **શેદુનીદન,** "મોકલવું", "એલચી ખાતું."

૧૧. જુવો ઝાદસ્પર્મનાં ચુંટી કાઢેલાં લખાણો, બાબ ૨૩ મો, ફકરો ૭ મો.

(૭૫) તે મોજેજો જે વીશ્તાસ્પ અને (તેનાં) કેશવરના લોકોને જાહેર થયો—બંને રીતે, (એક તો) પેલા અમશાસ્પંદોના આસમાન તરફથી જમીન ઉપર નીચે ઉડી આવવામાં[૨], અને (બીજો) વીશ્તાસ્પના રેહઠાણમાં તેઓના દાખલ થવામાં—તે આ રીતે (હતો) કે જેને માટે દીન આ પ્રમાણે કહે છે:—"ત્યારે તે, કે જે દાદાર અહુરમઝદ છે, તેને તેઓને, (યાને) બહુમન, અરદીબેહુસ્ત અને અહુરમઝદના વૃદ્ધિ કરનાર આતશને, નીચે પ્રમાણે કહયું: તમો કે જેઓ અમશાસ્પંદો[૩] છેવો તેઓ વીશ્તાસ્પ, જેની પાસે ગાય ઢોરનાં સાંધણો[૪] ( છે ), ( અને ) જે દુરના દેશોમાં[૫] આ દીન તરફ મીનોઇ રાહનુમાઇ[૬] માટે પુષકલ ( **ફ્રાજ** ) જાણીતો છે [ યાને, તે દીનને માટે ઉસ્તવારીથી (**બરા**) ઉભો રહે ત્યાં સુધી], તમો તેનાં રેહઠાણ ઉપર આગલ વધો; અને અષો સ્પીતમાન ઝરથુશ્ત્રને (તેઓ તરફથી[૭] પુછવામાં આવેલા સવાલોના) જવાબો ઉચરવામાં[૮] (અને) અને તે સખુનો તેઓ[૯] પાસથી કબુલ (કરાવવા) માટે (તમો મદદ કરો)." (૭૬) તે અમશાસ્પંદો વીશ્તાસ્પના મકાન તરફ આગલ વધીઆ, કે જેની પાસે ગાય ઢોરોનાં સાંધનો (હતાં), (અને) જે દુરનાં દેશોમાં આ દીન તરફ મીનોઇ રાહનુમાઇ માટે પુષ્કલ જાણીતો (હતો); અને બુલંદ હવેલીમાં તેઓનાં (તે અમશાસ્પદોનાં) શરીરોનાં[૧] તેજ, તેઓના બુલંદ કાવત તથા

---

૨. **વાઝીતન,** અવ૦ **વઝ,** "હીલચાલ કરવી," "ઉડવું," "ગાડીમાં હંકારવું."

૩. **અમેસુસ્પેન્દ-ઇત; અમેસુસ્પંદ હુવા-ઇત**ની વીતી.

૪. **અફઝાર.** એનો અર્થ "સાંધણો" થાય છે; વળી "ચોકસ પ્રકારનું કાર્ય કરવા માટેની શક્તિ" એવોબી અર્થ થાય છે. દસતુર પેશોતનજીવાલી નકલ પ્રમાણે "જેને ગાય ઢોરોના સાંધણો છે," એટલે કે તેની પાસે પુષકલ જરનું જોર હતું. યાદ રાખવું જે અસલ ઇરાનમાં પૈસાની આપ લે સીક્કામાં નહી પણ ગાય ઢોરમાં થતી હતી.

૫. એને **ઇ દૂર ફ્રાજ નામીગ** વાંચો.

૬. **અવર-આસ્તિશનીહ;** સરખાવો ફાર્સી **બર-આસ્તા,** "એક હોશીઆર ભોમીઓ." એને **અવર-હુસ્તિશનીહ**ની બી વાંચી શકાય, "એતેકાદ," "ટેકાવ," "ઉંચ જીંદગી."

૭. માઝદયસ્ની દીન બાબેની એ તકરાર દરમ્યાન તેને વીશ્તાસ્પ અને તેનાં રાજ્યના વિદ્વાનોને આપેલા જવાબો.

૮. વેસ્ત વાંચે છેઃ **ઝગ શાન ઇ ઝક ઇ ગૂબિશન,** "તે શબ્દોનો ભાવાર્થ."

૯. **ઝીઅશાન,** "તેઓથી," યાને, વીશ્તાસ્પ અને તેનાં રાજ્યના લોકોથી. બનવાજોગ છે કે એ સર્વનામ રાજા માટે બોલતી વખત માત્ર માનને ખાતર બહુ વચનમાં વાપડીઓ હોય.

૧. તે અમશાસ્પંદોના શરીરો. સરખાવો ફાર્સી **દેહ,** "માણસનું શરીર."

ફતેહને લીધે, તે વીશ્તાસ્પને મીનોઇ[2] પ્રકાશ તરીકે જાહેર થયાં; (ત્યાર પછી) આ (પ્રમાણે બનીયું) કે, જ્યારે તે ઉપર તેની આવી રીતે નજર હતી ત્યારે, તે મહાન શાહ વીશ્તાસ્પ ધ્રુજીઓ;[3] તેનો જે પેશવા[4] (હતો) તે ધ્રુજીઓ; તે કે જે સઘલાઓ ઉપર સરદાર (હતો)[5] તે બેભાન[6] થઇ ગયો; (અને) જે એક ઉમરાવ હતો[7] તે એક રથના ઘોડાના હાંકનાર પેઠે (થઇ ગયો હતો).[8]

(૭૭) "અને તેને, અહુરમઝદના આતશે, (તેઓને) મરદાનગી ભરેલા શબ્દોમાં[9] આ પ્રમાણે કહ્યું : 'બીહ ના, અએ બુલંદ શાહ વીશ્તાસ્પ! કારણ જે તને કાંઇપણ ચીજ માટે અંદેશો કરવા જેવું નથી;[10] તેઓ ( કે જે અમશાસ્પંદો છે તે) તારાં મકાનમાં તને ભય પેદા કરવા માટે[11] આવ્યા નથી, યાતો અરજાસ્પના[12] કાયદેસરના[13] અથવા ચતુર[14] એલચીઓ તરીકે[15] તારા મકાનમાં તને ભય પેદા કરવા માટે આવ્યા નથી, યાતો

---

૨. **મઇનૂ**, "મીનોઇ."

૩. સરખાવો ફારસી **લરઝીદન**, "ધ્રુજવું."

૪. **પીશક**, અસલ અર્થ, "જે આગલ યા હારોલમાં પેહલો ( હતો ) તે."

૫. **ઓલા હરવીસ્પ પત**, બોલેબોલ તરજુમો, "જે સર્વોપરી, યા સઘળાઓનો વડો ( હતો ) તે."

૬. **ગર્દીહેત**, અસલ અર્થ, "ગબડી પડીઓ હતો." સરખાવો ફારસી **ગર્દીદહ**, "ગોલ ફરેલું."

૭. **ઓલ મિન અવરતર નએમગ**, બોલેબોલ તરજુમો, "તે કે જે સૌથી ઉંચી જગ્યામાંથી ( હતો )."

૮. જાણે તે એક રથના ઘોડાનો સાધારણ હાંકનાર હોય તે પ્રમાણે તે દંગ થઇ ગયો હતો. પહલવી શબ્દ **રસ**ને અવ૦ **રથ** સાથે સરખાવો. અમશાસ્પંદોનાં ભયાનક તેજથી, વીશ્તાસ્પ અને તેના સઘલા દરબારીઓ દંગ થઇ ગયા, અને ધાસ્તીથી ધ્રુજવા લાગીઆ.

૯. ઝક ઇ **વીરાન ગુબિશન**, સરખાવો અવ. **વીર**, "મરદાનગીવાલો પુરૂષ."

૧૦. **મા-અત લા મદમ તરસિશન.**

૧૧. એને **તરસાનીદન** વાંચવો વધુ દરોબસ્ત દીસે છે. અવસ્તા, **તેરેસ**, "બીહવું."

૧૨. એ અવસતાનો **અરેજત-અસ્પ**, ખ્યઓનોનો રાજકર્તા છે, કે જેનો ઇસારો યશ્ત ૫, §§ ૧૦૯, ૧૧૩ અને ૧૧૬ માં, તથા યશ્ત ૧૭, § ૫૦ માં, અને યશ્ત ૧૯, § ૮૭માં મલે છે. વીશ્તાસ્પ પાસથી નવો જરથોસ્તી માઝદયસ્નની દીન છોડવવાને માટે વીશ્તાસ્પની દરબારમાં અરજાસ્પે વીદ્રફ્શ તથા નામખ્વાસ્ત નામના બે એલચીઓ મોકલીઆ હતા તેઓ વિશે હયાં ઇસારો છે. વીશ્તાસ્પ અને તેના ભાઇ ઝઇરિવઇરિ (ઝરીર) અરજાસ્પનું કેહણ કબુલ નહી કરયું. તે ઉપરથી વીશ્તાસ્પ અને અરજાસ્પ વચ્ચેની પ્રખ્યાત લડાઇ જાગી અને તેનું પરીણામ એ આવ્યું જે ખ્યઓનો ઉપર વીશ્તાસ્પના લશકરે જીત મેળવી. **યાદગાર-ઇ-ઝરીરાન** નામની પહલવી કેતાબમાં આ દીનની લડાઇનું બ્યાંન આપવામાં આવ્યું છે.

૧૩. **આ-દાતગ**, "નેમેલો," "કાયદેસરનો;" વેસ્ત પ્રમાણે: **અયાતગ**, "યાદ આપનાર;" દસતુર પેશોતનજીવાલી નકલ પ્રમાણે **આરતગ**, "મીત્રાચારીભરીઆ," "સુલેહવાલા."

૧૪. **અવરકાર.** ૧૫. **પએતામબર.**

અરજાસ્પના બે ખયોન પેઠે, (તારી પાસથી) ભેટો અને ખંડની[1] માગતા, તારા મકાનમાં તને ભય પેદા કરવા માટે આવ્યા નથી; યાતો તે નુકસાનકારક ચોર[2], જે તમામ લુટારો[3] છે, અથવા તો એક બાહારવટિઆનો[4] કુતરો, તારા મકાનમાં તને ભય પેદા કરવા માટે આવ્યા નથી. (૭૮-૭૯) એ હમો[5] ત્રણ, બહમન, અરદીબેહસ્ત અને વૃધ્ધિ કરનાર ઇશ્વરનો[6] આદર (યઝદ) છીએ, જેઓ (આકાશની) બહાર[7] (તારા) મકાનમાં તારી નજદીક આવ્યા છીએ; એઓને માટેનું તારૂં જ્ઞાન[8] ઘણીજ ડાહપણ-ભરી રીતે વગર તરફદારીવાલું[9] છે; જો તું તારી મીનોઈ દ્રષ્ટિને[10] મદદ કરે[11] [યાને, (જો) મીનોઇ ડાહપણ તારામાં હોય તો], (તું જોશે કે) આ દુનીઆને ભલી માઝદયસ્ની દીનની જરૂર છે[12], જે તે સ્પીતમ (ખાનદાન)નો

---

૧. સરખાવો ફાર્સી **બાજ વ સાવ,** જે શબ્દો ફીરદુસી વારે ઘડીએ શાહનામામાં વાપરે છે.

૨. વાંચો: **દૂજ-ઈ-ખૂસ્તાર;** સરખાવો પહલવી **ખૂસ્તન,** "ઘાયલ કરવું." દસતુર પેશોતનજીવાલી નકલ પ્રમાણે **સગ** છે, જે ૬૦ નાં આકડા માટે પણ વાંચી શકાય. એ પછી જે આંકડો આવે છે તે ધયાનમાં લેતાં એને **સે** "૩" બી વાંચી શકાય. વેસ્ત આ પ્રમાણે તરજુમો કરે છે; "તે જબરદસ્ત ચોર જે (સઘલાંને) ઇજા કરે છે તે, (અથવા) તે ગોયા લુટારા જેવો કુતરો, તારાં ઘરમાં ભય જગાડવા માટે આવ્યો નથી."

૩. દસતુર પેશોતનજીવાલી નકલ પ્રમાણે **તરીનીદાર;** એને **તરવીનીદાર** વાંચવો વધુ દરોબસ્ત થઇ શકશે, જે **સિરૂઝહ** યશ્ત, ફકરા ૨ માં આવતા અવ૦ **હાંમ-વઇન્તયાઓ** શબ્દોનો પહલવી તરજુમો છે. (વળી જુવો રપીથ્વીનની આફરીન, ફકરો ૩ જો). અવ૦ **હાંમ વઈન્ત્યાઓ** શબ્દનો અર્થ "ફતેહમંદ," "જબરદસ્ત" છે; ધાતુ **વન,** "જીતવું."

૪. એને **રાસ્દાર** વાંચીએ છે, જુવો ફાર્સી **રાહદાર,** "લુટારો," "પીંડારો."

૫. **સે હુવા-ઇમ મૂન-અત મદ.**

૬. **અહુરમઝદ.**

૭. એને **તરશચ** વાંચીએ છે, સરખાવો અવ૦ **તરો, તરસ્ચ,** "આરપાર," "ઉપરથી," "પેલી પાર." વેસ્ત: "તારા મકાન તુલીક ઉપર."

૮. ઝરથુસ્ત્ર તરફથી અમશાસ્પંદો વીશે જે જ્ઞાન વીસ્તાસ્પને મલીયું હતું તે વીશે અત્રે ઇસારો છે.

૯. પહલવી, **રસ્તકતૂમ,** જુવો ફાર્સી **રસ્તહ,** "છુટું," "ઉદાર."

૧૦. **વીનાગીહ,** "દેખાવ," ધાતુ **દી, વીન, બીન,** "જોવું."

૧૧. સરખાવો અવ૦ **અવંઘહ,** સં૦ अवस "મદદ," અવસતા ધાતુ **અવ,** "મદદ કરવી."

૧૨. **ગમતા આવાયદ.**

ઝરથુસ્ત્ર છે તેના સમર્ણ કરવાથી[૧] (તેની) પાકીજગીમાં આગલ વધે છે[૨]. (૮૦) અહુનવઈર્ય[૩] ગાઇને ભણ[૪], અષોઇ જે સર્વથી શ્રેષ્ટ છે[૫] તેની વખાણ કર, અને દેવોને મા આરાધ[૧]; કારણકે તારે વીષે અહુરમઝદની મરજી (તારી મદદથી) આ દીનની બુલંદી[૨] છે, તે અમશાસ્પંદોની ઇચ્છા (પણ એજ છે), અને બીજા યઝદો, જેઓ નેકીના બખશનાર[૩] અને અષો છે, તેઓની ઇચ્છા (પણ) તારે વીષે (એજ છે). (૮૧) અને જો તું અશો સ્પીતમાન ઝરથુસ્ત્રની નેક અને ખાલેસ દીનની વખાણ કરે, તો (તે માટે) ભેટ[૪] અને બદલા તરીકે હુમો તને લાંબા વખતનું રાજ અને પાદશાહી, તથા એક[૫] લાંબી જીંદગી જે ૧૫૦ વર્ષની જીંદગી[૫] (છે) તે આપશું; હુમો તને પવિત્ર વાચા[૬] તથા લાંબા વખતની કીર્તીવંત હૈયાતી આપશું, (હુમો) તારી મકસદમાં[૭] હંમેશની મદદ, અને (તે) હંમેશ મદદ કરવામાં ભલી ઉંચી[૮] યારી તથા બુલંદ વધારો[૯] (આપશું); અને હુમો તને એક બેટો આપશું,

---

૧. **પવન અઉશમૂરિશ્ન.**

૨. **મુન અવીઝગીહા સાતુનેદ**, બોલેબોલ તરજુમો, "જે સ્વચ્છ રીતે આગળ વધે છે."

૩. **યથા. અહુવઇર્યો**ની પવિત્ર બંદગી.

૪. અનીયમીત આજ્ઞાર્થ, **સ્રાય**, અવ૦ **સ્રુ** "ગાવું."

૫. એટલે, **અષેમ વોહુ**ની પવિત્ર બંદગી સરોદ સાથે ગા.

૧. **અ-આયઝીશ્નીહ, ગઝિશ્ન**, "શ્રાપ"ને અર્થે. બીજા બોલોમાં બોલીએ તો "દેવોની સામે ફીટકાર નાખ."

૨. સરખાવો પહલવી **અફ્રાજીદન**, અવ૦ **ફ્રાજ**; ફારસી **ફ્રાખ્તન**, "ઉંચે કરવું."

૩. **શપીર-દહક**, અસલ અર્થ "ભલું-આપનાર." અવસ્તા **હુ-ધાઓંઘહ**, "સારી અક્કલ ધરાવતું."

૪. સરખાવો અવ૦ **યાન**, "ભેટ," "આશીરવાદ." વેસ્ત એને **જાન** "જીંદગી" વાંચે છે, અને તરજુમો કરે છે: "અને આ જીંદગીમાં બદલા સમાન."

૫-૫. વેસ્ત તરજુમો કરે છે, "અને ૧૫૦ વર્ષની લાંબી જીંદગીનો અરસો."

૬. વાંચો: **અશર-સખૂનીહ વ રયા હસ્તિશ્નીહ ઇ દેર;** સરખાવો ફારસી **અશર-ગુબિશ્નીહ.** વેસ્ત **અહરીશવંગ** અને **રાએ-અસ્તિશ્નીહ** વાંચે છે, જે અવસ્તા **અશિશ-વંગુહી** અને **રસાંસ્તાત**ને મલતા છે, કે જેઓ પ્રમાણીકપણું અને સચ્ચાઇના સખુનો, જેને વીશે અત્રે ઇસારો છે, તેઓના મીનોઇ સ્વરૂપો છે.

૭. **કામગ.**

૮. **મદમ.**

૯. **અફ્રાજ-સચિશ્નીહ**

(તેનું) નામ પેશોતન થશે,૭ (જે) અમર્ગ (નીવડશે, જે) આમ બુઢાપા[1] વગર, ભુખ[2] વગર તથા તરસ[3] વગર (થશે); (જે) બાકી તથા મીનોઇ હસ્તીવાલી[4] બન્ને જીંદગીઓમાં જીવતો તથા જોરેમંદ[5] (નીવડશે.) (૮૨) જો તું અષો સ્પીતમાન ઝરથુસ્ત્રની ભલી અને ખાલેસ દીનની વખાણ નહી કરે, તો (તેની) ભેટો (તથા) બદલા તરીકે તને હમો (બેહસ્તના મકાન તરફ) ઉંચે લઇ જઇશું નહી, (પણ તારી જીંદગી)ને છેડે તારે માટે ફરમાવશું (કે) ફાડી ખાનારાં પક્ષીઓ[6], જેઓ કોહતા શરીરોની વાટ જુએ

---

૭. એ વીસ્તાસ્પનો બેટો હતો, અને આ આગમચેની કરવા પછી લાંબે વખતે જનમીઓ હતો (જુવો બાબ ૫ મો, ફકરો ૧૨). **વીશતાસ્પ યશત**, ફકરા ૪ માં એને પેશોતનનું નામ આપવામાં આવ્યું છે. **બુન્દહિશ્ન**, બાબ ૨૯, ફકરા ૫ માં, તથા **બહમન યશત**, બાબ ૩, ફકરા ૨૫-૩૨, ૩૬-૪૨ તથા ૫૧-૫૨ માં પણ એને માટે ઇસારાઓ છે. બહમન યસ્ત, ફકરા ૨૬, ૩૭ અને ૩૮ માં કહેવામાં આવ્યું છે જે:-સાતૂનેદ **નઇયોસંઘ યેઝત વ સ્રઓષ-યશરૂબ મિન શપીર ચકાદ-ઇ-દાઇતીગ ઓલ કંગ-દએઝ ઇ સીયાવક્ષ ઇ બામીગ કદ, અફ્રશ કાલા વમીદૂન્ત અઇઘ:- "ફ્રાજ સાતૂન પેશ્યોતનૂ બામીગ! ચીત્રોમીયાન ઇ વીશતાસ્પાન, કયાન ગદા, ઇ દએન રાસ્ત વએરાસ્તાર! ફ્રાજ સાતૂન ઓલ દેના અઇરાન મતાઆન ઇ લિ અઉહરમઝદ દાત, લખ્વાર વએરાએ ગાસ વ દએન ખૂદાએઇહ"**...... (૩૭) **વ મદમ યેહમતૂનેદ પેશ્યોતનૂ બામીગ, વ આતરો ફ્રોબાગ, વ આતરો ઈ ગઓશનસ્પ, આતરો ઇ બૂરઝીન-મિત્રો ઇ પીરૂજગર, બરા મખીતૂનેદ ઝક દ્રૂજ ઇ કબદ-અઓજ, બરા ખફ્રૂનેદ ઝક અઓજદીસચાર, અઇઘ નિશીમગ ઇ શએદાઆન; વ યઝિશ્ન ફ્રાજ સાજેન્દ, બરસૂમ ફ્રાજ વસ્તરેન્દ, વ યઝબખૂન્દ દવાઝદહ-હોમાસ્ત, વ સ્તાયેન્દ લિ અઉહરમઝદ લેવતા અમેસ્પંદાન, દેના ઝક લેવીન યમલલૂનમ. (૩૮) ફ્રાજ સાતૂનેદ પેશ્યોતનૂ ઇ બામીગ ઓલ દેના અઇરાન મતાઆન, ઇ લિ અઉહરમઝદ દાત ઓલ અર્વેન્દ વ વેહ-રૂદ, અમત દ્રવન્દાન ઓલા ખદીતૂન્ત બરા દાગીનાન્દ, ઓલા-શાન તૂમતૂમીગાન, વ લા અજાર્નીગાન.**

૧. સરખાવો અવ૦ **ઝઉર્વ**, ધાતુ **ઝર**, "કોહવું."

૨. અવ૦ **શુધ**, સં. क्षुध, "ભુખ."

૩. સરખાવો અવ૦ **તર્ષન**, "તરસ," ફારસી **તિશ્નગી.**

૪. **મિન અસ્તાઓમન્દાન મીન-ચ મઇનૂગાન.**

૫. પહલવી **શરીતા**, જેનો બીજો શબ્દ **પાતખશા** છે.

૬. અવ૦ **કહરકાસ**, ફારસી **કરગાસ**, "ગીડ," જે હમેશાં પોતાના ખોરાક માટે મુરદાંઓ શોધી કાઢવાને તતપર હોય છે.

(છે), તેઓ તને નીહાલશે અને આ તારાં (શરીર)નો ભક્ષ કરશે, (જ્યારે) તારૂં લોહી જમીનને પોંહચશે, અને તારાં શરીરને (તે વેલાએ) પાણીઓ પુગશે નહી.[૧]"

(૮૩) એક (મોજેજો) એ હતો કે જેનો સંબંધ[૨] અમશાસ્પંદોના (આ જેહાનમાં) દાખલ થવાથી તેમજ તેઓના બોલવાથી વીસ્તાસ્પના દીન ઉપરના એતેકાદ સાથ[૨] હતો, અને, તે પછી, તેનો[૩] દુ:ખદાયક[૪] અંદેશો,[૫] (જે) ખયઓન (તાયફા)ના અરજાસ્પને લીધે (ઉતપન થયલી) કાપાકાપીથી જીંદગીઓની[૬] ભારે ખુવારીને[૬] લીધે, તથા ખયઓનોની તેજ (સરજમીનની) બાહેર[૭] તેની[૮] પાછલી હારને[૯] લીધે (હતો); (વીસ્તાસ્પથી) દીન કબુલ થવાને લીધે, અને (તેની સાથે) તે સમજ પડી શકે તેવા સ્વપનાનું ચાલુ રહેવાને લીધે **(યઓનમીગ)**,[૧૦] કે જેથી વીસ્તાસ્પ અરજાસ્પ અને ખયઓનો ઉપરની (પોતાની) ફતેહો જોઇ શકતો હતો.[૧૧]

---

૧. નાસ્તીકો માટે એ એક જાતનો શ્રાપ છે, કે જ્યારે તેઓ મરણ પામે ત્યારે તેઓને સાફ કરવા માટે પાણી નહી મલશે, અને તેઓનું લોહી મટી સાથ ભેલઇ જશે; એટલે જે, તેઓ પછવાડે કોઇબી બેટાને મુકી જયા વીના મરણ પામશે.

૨–૨. **લેવતા વાવરીહસ્તન.**

૩. યાને, વીસ્તાસ્પનો.

૪. **પતીસાએ**, સરખાવો અવ. **પઇતિ** અને **સા** "દુ:ખ દેવું." એ શબ્દનો અર્થ પહલવીમાં "શરૂઆત" પણ થાય છે; એમ લઇએ તો તરજુમો આ પ્રમાણે થઇ શકે: "અને ત્યાર પછી તેની મુશકેલીની શરૂઆત." વેસ્ત એને **પત્યસાઈ** વાંચી "તાબેદારી" અર્થ કરે છે.

૫. **હન્દીશિશન;** જુવો ફાર્સી **અન્દીશહ.**

૬–૬. વાંચો: **ગરાન** ("ભારી"), અને **અજાન** ("બે જાન"). દસ્તુર પેશોતનજીની નકલ પ્રમાણે: **ગરાનીગિશન**, "ભાર," "માથાપરનો બોજો."

૭. હુઝવરેશ શબ્દ: **લેચદોન** "પેલીપાર," "આરપાર."

૮. યાને, અરજાસ્પની.

૯. વાંચો: **પસ દરિશ્ન,** પહલવી **દરીદન,** "ફાડી ખાવું," "હરાવવું." **અવ.** ધાતુ **દેરે**, "ફાડી ખાવું." વેસ્ત એને **પસ–ગુદાર્ન** વાંચે છે, "ખીદમતગાર પેહલવાનો."

૧૦. સરખાવો અવ૦ ક્રીયા વીશેષણ અવ્યય **યઓનેમ,** "ચાલુ," "હમેશનું." વેસ્ત એને **યોમીગ.** "રોજનું" વાંચે છે; એમ લઇએ તો તરજુમો આ પ્રમાણે **થાય:** "હરરોજ સમજ પડી શકે એવા સ્વપનાએ......"

૧૧. પહલવી **નીમૂદન.** એ વાક્ય આ પ્રમાણે ખુલાસેથી સમજાવી શકાય: "એક (મોજેજો) આ (હતો), જે તે સમજમાં ઉતરી શકે એવા સ્વપના સાથ જોડાયલો હતો, જેથી વીસ્તાસ્પને અરજાસ્પ અને તેનાં (ગોઠીઆ) ખ્યઓનો ઉપરની ભવીષ્યની ફતેહ (ભીનોઇ રીતે) દેખઇ (આવી)."

(૮૪) બહુ અત્યંત ઉંચ સ્થિતિ અને નહી ઇજા પામે[1] એવી પાદશાહી તથા પ્રકાશ અને કીર્તિ જે તે[2] ધરાવતો હતો,[2] તેને લીધે તે રોશન પીણું (**ખૂરિશ્ન**), જે (પીધા)થી વીશ્તાસ્પે (બેહશ્તની) અખંડ કીર્તિ અને પ્રકાશ[3] નીહાલીઆં, તે જીંદગીનાં ચશમામાં,[4] ભલા[5] મીનોઓનાં મકાનોમાં ઉંચ (**મદમ**) નજર નાખવાને કાજે[5], વીશ્તાસ્પને (પીણું) પાવાને માટે, દાદાર અહુરમઝદ તરફથી, વીશ્તાસ્પના મકાન તરફ, નેરીઓસંગ યઝદનું,[6] અરદીબેહશ્ત (અમશાસ્પંદ) સાથ એક સાથી[7] તરીકે, સાથે મોકલવું (થયું).[8] (૮૫) જેમ દીન જાહેર કરે છે તેમ, તે જે દાદાર અહુરમઝદ (છે), તેને નેરીઓસંગ યઝદને કહયું કે:—"અએ નેરીઓસંગ! અનજુમનોના[9] વડા! તે વીશ્તાસ્પના મકાન તરફ જલદી આગલ વધ[10], જે (વીશ્તાસ્પ પાસ) ઢોરોનાં સાંધનો (છે), (અને જે) દુરના

---

૧. એને **આસીજીશ્નીગ** વાંચીઓ છે, "ઇજા વગર," "દુઃખ વગર." વેસ્ત એને **આ-સચિશ્નીગ** વાંચે છે, "ચાલુ." વેસ્ત પ્રમાણે વાંચતાં "આગલ વધતી (બાદશાહી)" એવો **અર્થ** પણ થઇ શકે.

૨-૨. **બનફ્શા-ચ.**

૩. સરખાવો અવ૦ **રાઝ**, "પ્રકાશવું."

૪. **ખયા આઇન;** સરખાવો હુઝવારેશ શબ્દ **અઇન,** ફાર્સી-અરબી, **અઇન,** "ઝરો."

૫-૫ જેથી કરીને તેનો આતમા બુલંદ થાય, અને સ્વર્ગમાંના આતમાઓનાં બુલંદ મકાનમાં જોવાને તે શક્તિવાન થાય.

૬. અવ૦ **નઇર્યોસંઘહ,** અહુરમઝદના પેગામ લાવનાર ફરેસ્તાનું નામ. એ એક આતશનું પણ નામ છે જે આતશ પાદશાહોના જીગરમાં વાસો કરે છે. અને તેઓને પોતાનાં બાદશાહી કામકાજમાં મદદ કરે છે.

૭. સરખાવો અવ૦ **આક્ષ્તિ,** અથવા **અક્ષ્ત,** "દોસ્તી."

૮. **શેદ્નીદન ઇ બએન હમ ઝિમાન.**

૯. સરખાવો અવસ્તા **વ્યાખ્ન** જેનો તદન બંધબેસ્તો પહલવી શબ્દ **હંજમનીગ** છે. વેસ્ત "એકઠાં કરનાર" અર્થ કરે છે.

૧૦. **વાઝ,** સરખાવો અવ૦ **વાઝ,** "તાકાત," અને **વાઝિશ્ત** "સર્વેથી ચાલાક," "સર્વથી ઝડપવાલું." અત્રે **વાઝ**ને **વાઝીદન**નો અનીયમીત આજ્ઞાર્થ લઇ શકાય; **વાઝીદન** એટલે "હંકારવું," "ઉતાવલ કરવી." અવ૦ ધાતુ **વઝ.** જુવો **વંદીદાદ,** બાબ ૨૨, ફકરો ૭ મો:-**નઇયો સંઘ્રહો અઓચયત યો દધ્વાઓ અહુરો મઝદાઓ: "નઇર્યોસંઘહ! વ્યાખ્ન પર-આઇધિ ઉપ-વઝંહુહ અવિ-માનેમ અઇર્યમને, ઇમત સંઘહોઇશ.**—"તે કે જે દાદાર અહુરમઝદ છે તેને નઇર્યોસંઘહ ઉપર એક પેગામ મોકલીઓ: 'અએ નઇર્યોસંઘહ, અનજુમનોના વડા! તું જા, અઇર્યમનના મકાન તરફ હંકાર, અને તેને આ પ્રમાણે કહે.'" એ ઉપરથી જોતાં આ પહલવી લખાણ, **બરા સાતૂન વાઝ**નો ભાવાર્થ એમ થાય કે: "અએ નઇર્યોસંઘહ! જા, અને વીશ્તાસ્પના મકાન તરફ જલદીથી હંકાર."

દેશોમાં ઘણો પ્રખ્યાત (છે); અને તારે અરદીબેહશ્ત (અમશાસ્પંદ) ને આ પ્રમાણે કહેવું જોઇએ, કે: 'અએ અરદીબેહસ્ત, મવકકોલ[1] (અમશાસ્પંદ)! આ સુંદર જામ, જે બીજા જામો બનાવ્યાં છે તેનાં કરતાં વધારે સુંદર[2] છે [યાને, એક જામ જે એવું ખુબીવાલું છે કે રાજાઓને લાયકનું[3] બનાવ્યું હોય (તેવું છે)] તે તું લે, અને (એની અંદર) તારે આપણો શ્રેષ્ટ (**મદમ**) હોમ તથા ઉંઘ લાવનાર પાલો[4] (**મંગ**) વીશ્તાસ્પ હજુર લઇ જવો જોઇએ, અને તેને છલાછલ ભરીને[5] પાવો જોઇએ—શાહ વીશ્તાસ્પને, કે જેનેથી (મીનોઈ) શબ્દ[6] કબુલ રાખવામાં આવ્યો છે." (૮૬) અરદીબેહશ્ત, તે મવકકોલ (અમશાસ્પંદે), તેની[7] પાસથી તે સુંદર જામ લઇને, તે આશીરવાદને લાયક શાહ, કએ વીશ્તાસ્પને, તેની અંદર જે હતું[8] તે તમામ પાયું. (૮૭) અને તે દેશનો શાહ, આશીરવાદને લાયક કએ વીશ્તાસ્પ, જ્યારે તેને પોતાનો પોશાક ફારેગ કીધો[9], ત્યારે બીછાણે ગયો[10], અને

---

૧. **પાતખશાએ** "જેને સતા આપવામાં આવેલી તે," "વાજબી."

૨. **મદમ ન્યોગતર.**

૩. **પવન ખૂદાએઇહ શાયદ કર્દ.**

૪. એને **મંગ** વાંચીઓ છે. ફાર્સી **મંગ;** જુવો પહલવી **અર્દા-વીરાફ નામહ,** બાબ ૧, ફકરો ૩૮ મો, તથા બાબ ૨ જો, ફકરા ૨૨ વીગેરે. વેસ્ત એને **મુઇ,** "વાળ" વાંચે છે, અને પવિત્ર યજશનેમાં જે **વરેસ** (ગોઢાનો બાલ) મુકવામાં આવે છે તેને વીશેનો ઇસારો હોય એમ ધારે છે.

૫. **પવન ઝક મદમ ફ્રાજ,** બોલેબોલ તરજુમો, "તેનેથી છલાછલ ભરપુર."

૬. **ઝીઅશ ઇ ઓલા ગૂબિશ્ન પદીરંફ્તગ.** એ **શબ્દ** તે દીન છે.

૭. યાને, નઇર્યોસંઘહ પાસેથી.

૮. **પવન ઝક,** "તેમાં જે હતું તે."

૯. **અમત મિન વસ્તર ફ્રાજ યેહવૂન્ત,** "જ્યારે તેને **(પોતાના)** કપડાં કાઢી નાંખીઆ હતાં ત્યારે."

૧૦. **શકબહોનસ્ત.** સેમેતીક ભાષાઓમાં એ શબ્દનો અર્થ "મેલવવું," "એકઠું કરવું," "મેહનત કરવી" થાય છે; પણ અવસ્તા **વંદીદાદ**ના પહલવી તરજુમામાં અવ૦ **સએતે,** "તે સુતેલો છે," એ શબ્દનો અર્થ **શકબહોનેદ**થી કરવામાં આવ્યો છે, જે અર્થ અત્ર લાગુ પડતો હોવાથી હયાં કરવામાં આવ્યો છે.

હુતઓસને[૧] આ પ્રમાણે સખુનો કહયા:—"અએ હુતઓસ! તું (તે) છે કે જેને, આ (દીન) ઉપરાંત[૨], સ્પીતમાન ઝરથુસ્ત્રનો ચાલાક હુનર[૩] બંતથી[૪] (મેલવવામાં) સ્પીતમાન ઝરથુસ્ત્રનો ચાલાક હુનર પુગશે, જેથી કરીને **(અએ)** તું અહુરમઝદની તથા ઝરથુસ્ત્રની દીન શીખવશે.[૫]"

(૮૮) એક (મોજેજો) આ 'હતો) જે આ પ્રમાણે જાહેર થયલો છે:— "જયારે વીસ્તાસ્પે, દીન કબુલ કરીને, અશોઇને વખાણી, ત્યારે દેવો દોજખની અંદર જડ થઇ ગયા હતા, અને એશમ(દેવ) ખ્યઓનોનાં દેશ તરફ ધસીઓ અને ખ્યઓનના ક્રુર રાજકર્તા[૬] અરજાસ્પ તરફ (ગયો), કારણ કે તે જમાનાના જુલમગારોમાંના[૭] સર્વથી જબરદસ્તોમાં[૮] તે એક હતો, (અને) તેઓ સઘલાઓને ઘણાજ ભયંકર ગગડાતે કરી[૯] લડાઇ કરવાને[૧૦] તેને ઉશ્કેર્યા.[૧૧]

---

૧. અવ૦ **હુતઓસ**, વીસ્તાસ્પની બાયડી, કે જેને **ગોશ યશ્ત**, ફકરા ૨૬ માં, **રામ યશ્ત**, ફકરા ૩૫ અને ૩૬ માં, તથા **અશી યશ્ત**, ફકરા ૪૬ માં યાદ કરવામાં આવી છે. નઓદરોના લડાયક કુટુંબની તે નબીરી હતી. **ગોશ** અને **અશી યશ્ત**માં અશો ઝરથુસ્ત્ર નીચે પ્રમાણે દુવા ગુજારે છે; **દઝદિ મે વંઘુહિ સેવિશ્તે દ્રવાસ્પ તત આયપ્તેમ, યથ અઝેમ હચયેની વંઘુહીમ આઝાતાંમ હુતઓસાંમ, અનુમતેએ દએનયાઓ, અનુખ્તેએ દએનયાઓ, અનવર્શ્તેએ દએનયાઓ, યા મે દએનાંમ માઝદયનીમ ઝરસ્ચ દાત અપએચ અઓતાત, યા મે વરેઝાનાઇ વંઘુહીમ દાત ફ્રસસ્તીમ.**

૨. **બરા હના.**

૩. **તીજ હૂનર**, ઝરથુસ્તની, એક પેગામ્બર, ભવીષ્ય કહેનાર, ફીલસુફ, વૈદ વીગેરે તરીકે "ચાલાકી, ચબરાકી યા ચતુરાઇ." સરખાવો અવ૦ **થ્વા હુનરા, યસ્ન** હા ૪૩, ફકરો ૫.

૪. **પવન** તૂખશાકીહ.

૫. **નિકીઝેદ.**

૬. સરખાવો અવ૦ **મઇર્ય**.

૭. અવ૦ **સાસ્તર** સં. शास्तर्, "જુલમગાર".

૮. **મઝવન્તુમ**, જુવો અવ૦ **મસ-વનઇતિ**.

૯. **ઝેશ્ત-તુમ વાંગ** વાંચીઓ છે, સરખાવો અવસ્તા **અચિશ્ત.** દસતુર પેશોતનજી-વાલી નકલ પ્રમાણે **ઝેશ્તતુમ વ હંદ.**

૧૦. **ફ્રશિશ્ન.**

૧૧. **સારીનીદ** (જુવો પુસ્તક ૧૩ મું, બાબ ૨ જો, ફકરો ૫૦ મો).અવ૦ **સાર**, અને **સારેમ્નો**; ફારસી **સાર**, "ઉશકેરણી," "દુ:ખ."

(૮૯) અને હયાં વલી તે ઈરાની એલચીખાતું[1] જે ખ્યઓનોના (સરદાર) અરજાસ્પની દરબારે આવેલું હતું[2] તેને એક મોજેજો જાહેર થયો હતો; જેમ દીનનો આ (ફકરો) જણાવે છે, (કે): "ત્યારપછી તુરતજ,[3] તેને[4] એક અનજુમન બોલાવી,[5] (અને) નહી માફ[6] કરી શકાય એવો એશમ (દેવ) જાહેર થયો[7]; જાણે કે તેની પાસે એક ફોજ[8] નહી હોય તેમ તેને[9] વીલાપ કીધો,[10] અને તે મોટે સાદે આ પ્રમાણે બોલીઓ: 'અએ તમો કે જેઓ ખ્યઓન (લોકો) છો ! તેઓ ઉપર (લડાઈમાં) રોકાયા પછીની (તમારી) હારથી સંકટ પડશે; તે પુરૂષ, સ્પીતમાન ઝરથુસ્ત્ર, જે સઘળાંઓ જનમી ગયાં છે તેના કરતાં વધારે મજબુત છે[11], તેનો વીશ્તાસ્પના મકાનમાં સમાગમ[12] થવાથી, ઈરાનીઓ ઉપર, ઈરાનની બાહેરની[13] પ્રજાઓ-માંથી, ખ્યઓની પ્રજાને ફતેહ મલશે નહી.' " (૯૦) જ્યારે (એમ બનીયું કે) ક્રુર ખ્યઓની (રાજકર્તા) અરજાસ્પનું સર્વથી બુરૂં[14] રાજ, જેની વિખ્યાતી[15] (અસલ) બહોલી (**મદમ**) હતી, તેમાં ભયંકર ફીસાદ ઉભો થયો,[16] યાને, તેમાં એકમેક સામેની ભારે (ફોજ) મારામારીએ, તથા એકમેક

---

૧. **રમ,** "લોકોનું ટોલું," "રસાલો;" સરખાવો અવ૦ **હવાંથ્વ,** "એક સારો રસાલો" જેને માટે પહલવી શબ્દ **હુ-રમ** વાપડવામાં આવે છે.

૨. **મતાર,** અસલ અર્થ, "આવનાર," જેઓ આવનારાઓ હતા.

૩. **મદમ પવન ઝિમાન,** "તે વખતે તુરતજ."

૪. અરજાસ્પે.

૫. દુષ્ટ માણસો માટે બોલવાનો અવસતા શબ્દ **દવત** આવે છે તે સાથ આ શબ્દને સરખાવો. ભલા માણસો માટે અવસ્તમાં **અઓખ્ત** આવે છે.

૬. **તનાપૂહરગાન.**

૭. **નિમૂદક.**

૮. ફા૦ **ગુરોહ,** "ફોજ," "લડવઈઆઓનું લશકર."

૯. એશમ દેવે.

૧૦. જુવો અવ૦ **ગરેઝ,** "મોટે બુમો પાડવી," "વીલાપ કરવો;" ફારસી **ગઝીદન.**

૧૧. **ઝક ઇ તગીગતર ગબ્રા મિન ઝેરખૂન્તગ.**

૧૨. **હમ-હખગીહ;** જુવો અવ૦ **હખ.**

૧૩. સરખાવો અવ૦ **તંરસ્ચ.**

૧૪. સરખાવો અવ૦ **અચિશ્ત,** જે **અક** નો ઉતકર્ષ વાચક છે. **ઝેશ્ત** શબ્દ ઘણુંખરૂં "બદસીકલ," "કદરૂપું" એવે અર્થે આવે છે.

૧૫. **મદમ વશમમૂન્ત.** વેસ્ત એને **મદમ વશ્તમૂન્ત** વાંચે છે.

૧૬. **મર-ગઓન ક્ષૂફ્ત** (યા **આશૂફ્ત**); અવ૦ **ક્ષુપ,** "કોહવું."

સામેના ઝગડાએ[1] અને એકમેકની કાપાકાપીએ[2], તે (રાજ) તદન દબાઇ ગયું;[3] અને વલી (જ્યારે) તેના ખ્યઓનીઓ કડવાસથી[4] ઘણાજ ભ્રષ્ટ થઇ ગયા (હતા)[5] [યાને, તેઓ ઘણા નબલા પડી ગયા હતા ત્યારે], તે ઘાતકી (પુરૂષ), જે લોહી રેડવા માટે[6] બોલીદરાજ[7] હતો, તે અતીષ્ય ગુંચવાડામાં પડીઓ,[8] અને (પોતાની) દૂષ્ટ પાદશાહીને માટે આ પ્રમાણે કકલાત કીધો:–"જ્યારે તે ખ્યઓની (સત્તાને) પોંહચીઓ તેજ વેલાએ ચાલાક હુનર (એક વાર મને) પુગે છે, ત્યાર પછી[9] તુરતજ જયારે તે ઇરાની (સત્તાને) પોંહચીઓ તેજ વેલાએ ચાલાક હુનર (તેને) પુગે છે."[10]

## બાબ ૪ થો.

વીસ્તાસ્પ (પાદશાહે) દીન કબુલ રાખી ત્યારથી[11], તે પુંજ્ય ફરોહર-વાલા ઝરથુશ્ત્રના બેહસ્ત તરફ ગુજરવા[12] સુધી, કે જ્યારે (તેના) જનમથી ૭૭ વર્ષ[13], (તથા અહુરમઝદ સાથની) ગોફ્તેગો (થયા) પછી ૪૭ (વર્ષ), અને વીસ્તાસ્પથી દીન કબુલ રાખવા પછી ૩૭ (વર્ષ), પસાર થઇ ગયાં હતાં,[14] (તે અરસામાં) જે મોજેજાઓ દેખાયા હતા તે બાબે (આ બાબમાં બ્યાન આવેલું છે).

---

૧. હમ-રાન, સરખાવો અવ૦ રાન, "લડવઇઓ," સૈં૦ रण, "લડાઇનું મેદન," ધાતુ રન "લડવું," ઉશ્કેરવું."

૨. દસતુર પેશોતનજી વાલી નકલમાં હમ-ખૂરિશ્નીહ છે તેની વીતી મેં એને હમ-ખૂન-રીજીશ્નીહ વાંચીઓ છે.

૩. હમ-વશતમૂન્ત, અસલ અર્થ, "તદન ખવાઇ ગયું હતું."

૪. વાંચો તાખલ; જુવો ચાલુ ફા૦ તલ્ખ, "કડવું."

૫. ખૂપ-ગશ્ત, "ઘણો ફેરવાયલો."

૬. ખૂન-રાન; ફા૦ ખૂન-રીઝ અથવા ખૂન-ચકાન.

૭. સખુન-વીન, જુવો ફા૦ સખુન-વર, સખુન-રાન.

૮. મદમ ક્ષૂફ્ત.

૯. અદીન, "ત્યાર પછી," "તુરતજ."

૧૦. એનો અર્થ એ જે ચાલાક ચાતુરાઇ એ એકવાર જ્યારે તે સર્વોપરી હતો ત્યારે ખ્યઓ અરજાસ્પની ખુબી હતી, પણ હવે ઇરાની જરથોસ્તીઓએ તે મેલવી છે.

૧૧. ફ્રાજ.

૧૨. વીખીઝ. (જુવો પુસ્તક ૭ મું, દીબાચો, ફ. ૪ થો, સફો ૧૮, સતર ૫ તથા શબ્દ કોષ). એ આખીઝ, "ઉડવું," "ઉપર જવું" શબ્દનો અપભ્રંશ છે.

૧૩. અસલ નકલમાં એ આંકડો ૫૭ છે જે દેખઇતી રીતે ૭૭ ની વીતી ભુલથી લખાયલો છે; બાબ ૨, ફ. ૫૧ ઉપરથી જણાય છે જે ઝરથુશ્ત્રના જન્મ પછી અને અહુરમઝદ સાથની પહેલી ગોફ્તેગો વચ્ચે ૩૦ વર્ષ પસાર થયાં હતાં; પહેલી ગોફ્તેગો પછી અત્રે ૪૭ વર્ષ પસાર થયલાં જણાવ્યાં છે; તેમાં ૩૦ વર્ષ ઉમેરતાં ૭૭ થાય છે, માટે ઝરથુશ્ત્રના જન્મ તથા મરણ વચ્ચે ૭૭ વર્ષ પસાર થવાં જોઇએ અને નહીં કે ૫૭.

૧૪. આવઝીદ, અવ૦ વઝ સૈં. वह, અસલ અર્થ "ધ્રુકવું," "જલદીથી ધસડાઇ જવું."

(૧) એક (મોજેજો) જે જાહેર થયો તે આ હતો કે: "જ્યારે ઝરથુસ્ત્રે (શાહ) વીસ્તાસ્પના મકાનમાં[2] દીનના (ગાથા) ગાયા,[3] ત્યારે નજરે[4] દેખી શકાતું હતું કે જાનવરો (અને) ઢોરો, તથા મીનોઇ આતશો વટીક, જે તે મહેલમાં હતાં, તેઓ ખરાં જીગરની ખુશાલીથી કુદવા લાગ્યાં."[5] (૨) એમાંજ,[6] વલી, તે માફક મોટો મોજેજો જાહેર થયલો છે જેને માટે દીન આ પ્રમાણે વર્ણન આપે છે: "સઘલાં જાનવરો, અને ઢોરો તથા પવિત્ર જગ્યાઓ ઉપરના આતશોએ ખુશાલી જાહેર કીધી; અને સઘલા સણગારથી ભરેલા[7] મીનોઓએ, તથા તેઓના દરજજાના (બીજા યઝદો)એ,[8] (પોતાની) શક્તિ બાહેર પાડી, (પોતાના મનમાં) આ પ્રમાણે (વમાસીને કે); 'હવેથી આપણે દીન પાલવાએ કરીને મજબુત થઇશું;' જ્યારે તે શબ્દો જે સ્પીતમાન જરથુશ્ત્રથી ઓચરવામાં આવશે, તે તેઓથી સાંભલવામાં આવશે ત્યારે.

(૩) અને એક (મોજેજો) ઝરથુશ્ત્રે, ન્યાયનું તોલ કરવામાં તથા ચુકાદો આપવામાં, (આતશની) વર નીરંગનું મહાન પ્રાક્રમ[9] (બતાવવામાં) કીધો હતો, કે જે (ગુનાહથી) મુક્ત[10] અને પાપ તરફ નહી દોરવાયલી[11]

---

૨. **માન,** અસલ અર્થ "ઘર." અવ૦ **નમાન** યા **દમાન.**

૩. **સૂદ.**

૪. યાને કે, એ બાબદમાં કાંઇ પણ શક સુબેહ રહી શકે નહી.

૫. **આખુમ્બીહસ્ત......હૂ-રવાખમનીહ,** બોલેબોલ તરજુમો: "ખુશાલી કુડવામાં આવી હતી." **આખુમ્બીહસ્ત,** ફા૦ **ખુમ્બ,** "રણસીંગડું," "તુરાઇ;" વેસ્ત, "નાચવું." **હૂ-રવાખ્મનીહ,** અવ૦ **ઉર્વાઝેમન,** "ખુશાલી," "દોસ્તી."

૬. **મિન.**

૭. **ખૂપ-નીવાદ્.**

૮. **માના-શાન,** અસલ અર્થ "તેઓના જેવા," ફા૦ **માના,** "માફક," "જેવા." વેસ્ત એને **માન-હિશાનો** વાંચે છે, "ઘર છોડી જતા;" **હિશ્તન,** "છોડી જવું," "ટર્ક કરવું."

૯. **વર પસાખ્તન.**

૧૦. **બુખ્ત.**

૧૧. **અગિરાયીદ,** એટલે, "પાપ તરફ નહી ખેંચાયલું;" ફા૦ **ગિરાયીદન,** "લપેટવું," "વીટાલવું," "ઢાંકવું." અવસ્તાની સચ્ચાઇઓ સાબેત કરવાને માટે પેગામબર સાહેબ અને તેઓના શાગીર્દો વર નીરંગ અથવા બળતી ધેહમાંથી જાહેરમાં પસાર થઇ ગયા હતા તેનો આ ઇસારો છે.

(આતમાની હાલત) દેખાડનાર હતો, કે જેને દીનમાં ખચ્ચીતજ ભેદો તરીકે વર્ણવામાં આવી છે, અને એવા (ભેદો) ૩૩ તરેહના છે. (૪) (તે) આ રસમ (હતી) જે તે (વખતથી), તે ઇરાની રાજ્યની પડતી[૧] લગી પણ, ઝરથુસ્ત્રના શીષ્યો પાળતા હતા; (એ વર નીરંગ પાળવાની) એક રીત[૨] આ હતી કે કોઇ શખસના (શરીર) ઉપર તાવેલું પીતલ રેડવામાં આવતું હતું, જેમ મારસપંદના ભલા ફરોહરવાળા[૩] પુત્ર આદરબાદના (બાબમાં બન્યું હતું), કે જેને દીનના (સવાલો) માટે (એ અખતરો) કરવાથી અને તેમાંથી ફતેહમંદી[૪] સાથે પસાર થઇ જવાથી,[૪] પૃથ્વી ઉપર જ્ઞાનનો ફેલાવો[૫] (થયો હતો); અને એ જાહેર દેખાવ જે આ મહાન મોજેજાથી બરપા થયો હતો, તે વીષે ભલી દીનમાં એ બાબદ ઉપર (બોલતાં) આમ પણ જણાવવામાં આવેલું છે, કેઃ– "જ્યારે ઘણા (લોકો) તે (મોજેજો) જોશે, ત્યારે તેઓ, તે દરવંદો, તે આતશની વર નીરંગમાં વીશ્વાસ લાવશે."[૬]

(૫-૬) એક મોજેજો ઝરથુસ્ત્રના આગલાં[૭] કેદ પકડાવા અને વીશ્તાસ્પ તથા લોકોને દીન જાહેર કરવા[૮] પછી પ્રસિધ થયો હતો, તે એ કે જેવી[૯] (દુન્યામાં) ઝરથુસ્ત્રની દીન જાહેર[૧૦] થઇ કે તુરતજ વીશ્તાસ્પે તે કબુલ રાખી; (જ્યારે) તેને (ઝરથુસ્ત્રે) એક પાદશાહથી દીન જાહેર કરવા[૧૧] વીષે તેને (વીશતાસ્પને) આ પ્રમાણે કહ્યુંઃ "અએ તું (કે જે) કએ વીશ્તાસ્પ (છે)! તે આ

---

૧. **હન-ચપતન,** અવ૦ ધાતુ, **સ્ચપ** યા **ચપ** "ભાંજી નાખવું".

૨. **આહંગ,** જુવો ફા. **આહંગ,** "કાયદો," "રસમ."

૩. હૂ-**ફ્રવર્દ**; જુવો અવ. **ફ્રવર્તિ, ફ્રવષિ,** "રક્ષક ફરેસ્તો," ધાતુ **વરેત,** "બંચાવવું;" અથવા ફા. **પરવર્દન,** "શીખવવું," "કેલવવું;" **પરવરીશ-આમુઝ,** "શીક્ષક," "પવીત્રાઇ માટે લડનાર."

૪-૪. **બુખ્તન.**

૫. સરખાવો અવ. **સ્તેરે,** "પાંથરવું" (strew).

૬. **હએમનુનેદ,** અસલ અર્થ, "એતેકાદ રાખવો."

૭. **પીશ.**

૮. **અવર-ગૂબિશ્નીહ.**

૯. અસલ અર્થ, "મુળ" **(બુન).**

૧૦. અસલ અર્થ, "આવવું." જેવી દીન દુન્યામાં જાહેર થઇ કે તુરતજ વીશ્તાસ્પ શાહે તે કબુલી એજ એક મોટો મોજેજો હતો.

૧૧. **પએદાગીહ,** અસલ અર્થ, "જાહેરાત."

મહજબ (હએમ) અને આ દીન કે જે (તમામ) સંશયથી[1] નીરાળી છે તેનો ખજાનો આ વખતે સંઘર;[2] યાને કે, આ મહજબ અને આ દીન જે છે, તે તું કબુલ રાખ, કે જે હુનરોનો હુનર છે, (અને) જે તારે, અએ શાહ! કબુલ રાખવી જોઇએ, કે જેથી[3] તું આ ધર્મ ફેલાવવાથી આ મહજબને મજબુતાઇથી વલગી રહે,[4] જે પ્રમાણે[5] એક નવો સ્તંભ[6] એક ચક્કીને મજબુતાઇથી[7] ટેકવી રાખે છે, તે પ્રમાણે[5] તું આ ધર્મનો ટેકો આપનાર[8] થા." (૭) અને તે ભયંકર લડાઇમાં ખ્યોનોના (સરદાર) અરજાસ્પ તથા ઇરાનની બાહેરના બીજા લોકો ઉપરની વીશ્તાસ્પની ઘણી જીતો દીનમાં જાહેર થયલી છે, જેવી રીતે ઝરથુશ્ત્રે વીશ્તાસ્પને મીનોઇ નજરની[9] (મદદથી) આગાહી[10] કરી હતી.

(૮) અને એક (મોજેજો), ઝરથુશ્ત્રની સંપૂર્ણ ભલાઈ તથા તબીબી શકિત તથા માણસોના ગુણદોષ પીછાણવાની શકિત, તથા બીજા ધંધાઓનો મર્મ,[11] કે જે કાયદાના જ્ઞાનમાં અને મીનોઈ નજરથી (જોવાની શકિત)માં અવખ્યનાં (શાયદ) છે, ભેદી રીતે અને તમામ, મેલવવામાં કુશળતા,[12]

---

૧. **આરૂઇ-ઇગ,** અસલ અર્થ, "શક વગરતું," જુવો ફા૦ રૂઇ, "શક." વેસ્ત એને **ખ્રોસકો,** "ધંધો," "પેશો," વાંચે છે.

૨. **હમ-વબીદુનાય.**

૩. **અઇઘ.**

૪. **મદમ યેખસેનુનાએ.**

૫-૫. **ચીગુન...ચીગુન,** હયાં આ બે શબ્દો વાકયને કેવી રીતે જોડે છે તે ધ્યાન આપવા જોગ છે.

૬. **સ્તૂનગ,** અવ૦ **સ્તૂન,** "થાંભલા", ધાતુ **સ્તા,** "ઉભું રહેવું;" ફા૦ **સીતુન,** "થાંભલો."

૭. **મદમ યખસેનુનિશ્ન મદમ યખસેનુનેદ.** આ અવસ્તાની ઢપ ઉપર છે અને દેખાડે છે કે ખોવાયલા કોઇ અવસ્તાના એક ભાગનો આ પહલવી તરજુમો છે.

૮. અસલ અર્થ, "ટેકો રાખનાર."

૯. માણસને "અહુ," "દએન," "બોદ" અને "રવાન" નામની ચાર શક્તિઓ જણાવેલી છે તેમાંની **દએન** એક છે. એનો ધાતુ અવ૦ **દી** જોવું છે. એ મીનોઇ નજર, જે નીચલા વાકયમાં **મઇનૂગ વીનિશ્નીહ** તરીકે જાહેર થઈ છે, તેના જેવી કંઇ શકિત છે.

૧૦. **ચાશીદ,** "શીખવ્યું", અવ૦ **ચશ.**

૧૧. સરખાવો ફા૦ **કીરૂ,** "યાદદાશ્ત શક્તિ," "કોઇ ભેદનું જ્ઞાન મેલવવું;" વેસ્ત **ગીરૂકીહ,** "યાદદાશ્ત શક્તિ."

૧૨. વેસ્ત એ શબ્દનો **ગુષુફ્તીહ** વાંચી "ખુલ્લું કરવું" અર્થ કરે છે. એને **અહૂ-પતાહ** વાંચવો દરોબસ્ત દીસે છે. અવ૦ **અહુ,** એટલે "દુન્યવી સરદાર અથવા ગુરૂ."

અને મોહોતને દુર રાખવા[1] માટે, તથા દેવો અને પરીઓને મારવા માટે, તથા જાદુ અને ધંતરમંતરનો નાશ[2] કરવા માટેના નીરંગોનું દીનમાંથી ખુલ્લું થવાનો; (૯) અને વલી ચમતકારીક નીરંગોમાં[3], દર્દોને સાજાં કરવા માટે ખોરદાદ તથા અમરદાદ (અમશાસપંદો)ની (મદદ) માગવા[4] માટે, અને વરૂઓ તથા (બીજાં) ખરફસ્ત્રો સામે લડવા માટે, અને વર્ષાદનો છુટકો[5] કરવા માટે, અને કરાંને બંધ કરવા માટે, તથા કરોલીઆઓ,[6] તીડો[7] અને અનાજ, ઝાડપાન અને ગોસપંદો સામેના[8] બીજા ત્રાસો **(સહમ)** અટકાવવા માટે; અને બીજી કેટલીક નીરંગોમાં જે ઇરાનના રાજ્યની પડતી સુધી વપડાશમાં હતી; અને હજી સુધી પણ (કેટલીક) નીરંગો છે જે આતશોની મદદથી (કરવામાં આવતા) થોડા મોજેજા સહીત હાલ બાકી રહી ગઇ છે; (૧૦) અને ચમતકારી (વૈદક) અરકોમાંથી[9] (નીપજતાં) ઘણાંક અસરકારક પ્રવાહીઓ,[10] અને દર્દોના ઉપાયો, કે જે સારા અનુભવી[11] વૈદોથી (બનેલા) નુસખાઓ[12] છે, તેઓનું માણસોમાં જાહેર અને આશકારા

---

૧. **મદમ સ્પૂખ્તન.**

૨. **અકારીનીદન.**

૩. **અફ્દ–નિરંગ.**

૪. **જસ્તન,** અવ૦ **જદ,** "માંગવું," "પ્રાર્થના કરવી."

૫. વર્ષાદને અપઓષ દેવ પડતો અટકાવે છે માટે તીશ્તર તેની સામને લડાઇ કરી તેને છોડવે છે. તીશ્તરને તે કામમાં મદદ કરવા માંથ્રવાણી પઢવાની માણસની ફરજ છે.

૬. **તૂન;** જુવો ફા૦ **તનન્દુ,** "કરોલીઓ," અવ૦ **સૂન,** સરખાવો અવ૦ **સુનો મધખયાઓસચ,** જુવો વંદીદાદ ફ્રગર્દ ૧, ફ૦ ૧૫ મો. આ ઠેકાણે દરશાવેલી કેટલીક આફતોનો વંદીદાદ ફ્રગર્દ ૧ લી માં ઇસારો કીધો છે.

૭. **મગસ,** "મચ્છર."

૮. **પઇતીયારગ;** અસલ અર્થ "સામે થવું."

૯. વૈદો જે "**અર્કો**" બનાવે છે તેઓ માટે અત્રે ઇસારો કીધો છે. વૅસ્તઃ "ચમતકારી ઝરાઓમાંના **(અરદાયા)** ઘણાં વેહતાં પાણીનું." ઝરથુસ્ત્ર સાહેબ હરેક ચીજમાં સર્વથી શ્રેષ્ટ હતા; ટુંકમાં ફરવરદીન યશ્ત પ્રમાણે, આથોરનાન, રથએસ્તાર તથા વાસ્ત્રોશમાં, તેમજ સર્વ માણસ જાતમાં, તેવણ સર્વથી ચઢયાતા હતા.

૧૦. અસલ અર્થ, "પાણીઓ."

૧૧. **હૂસકાર,** સરખાવો ફા૦ **સીગાલીદન,** "વીચારવું." અસલ અર્થ "વીચારવંત."

૧૨. સરખાવો, ફા૦ **ફ્રગર્દેહ,** "ભેલ." પહલવી, **અ–ફ્રગર્દ,** "ભેલથી નીરાલું," જુવો દીનકર્દ, પુસ્તક ૪ થું, બાબ ૧૨ તથા પુસ્તક ૫ મું, વૉલમ ૧૦ મું, સફો ૨૭ મો.

થવામાં, અને (તે સાથે એવા) ઘણા મીનોઇ અને આકાશી અને હવાઈ અને ખનીજ તથા બીજા દુન્યાને ફાયદો કરનારા ભેદો[1], કે જેનું (જ્ઞાન) માત્ર યઝદી દાનેશથીજ[2] કોઇથી મેલવી શકાય, (તેઓનું જાહેર અને આશકારા થવામાં હતો.)

(૧૧) અને એક મોજેજો (તો) અવસ્તા પોતેજ (હતો), કે જે દુન્યાની સર્વથી શ્રેષ્ટ વખાણને લીધે[3] તમામ દાનાઇના ભંડારો (**હન-ગદીંગીહ**)માં સર્વથી ચઢયાતા શબ્દો છે.

(૧૨) અને એક (મોજેજો), વીશ્તાસ્પ (પાદશાહ) તરફ, તેને દીન કબુલ રાખી તથા પ્રસાર કીધો[4] તેના બદલા[5] તરીકે, અમશાસ્પંદો તરફથી પેશોતન જેવા એક[6] (પુરૂષ)નું આવવું, અને તે બખતાવર[7] શાહથી તે (કે જે) અમર્ગ, સદા જવાન[8], ખોરાક વીના (જીંદગી) ભોગવતો, મહાન શરીરવાલો,[9] અને પુર કાવતવાલો તથા સંપુર્ણ ખોરેહવાલો, જોરેમંદ તથા ફતેહમંદ, અને યઝદોને મલતા આવતા[10] બેટાનું[11] જોવું (હતું). (૧૩) કંગદેજના મુલક ઉપર પેશોતનનો અજાયબ પ્રકાશ, જેવી રીતે દાદાર અહુરમઝદે તેને ત્યાં બખશીઓ હતો, ઘણાઓને તે અદભુત મોજેજાથીજ જાહેર થયો હતો.[12]

---

૧. વાંચોઃ **રાઝ;** વેસ્તઃ **લાફો,** "વખાણ."

૨. અસલ અર્થ, "દાનાઈ."

૩. ફા૦ **અએવાઝ** અથવા **અએવાઝહ,** એટલે "વખાણ," "તારીફ."

૪. અવ૦ **નિવએધય,** ધાતુ **વિદ,** "જાણવું"; ફા૦ **નવીદ,** "સારા સમાચાર."

૫. **પાતદહિશ્ન,** અવ૦ **પઇતિ** અને **દા.**

૬. પહલવી **હના-ઇચ,** "વલી, એવો એક."

૭. ફા૦ **ફરૂખ,** "ભાગ્યશાલી."

૮. અસલ અર્થ, "ભુખાપા વીનાનો."

૯. **રબા તનૂ.**

૧૦. **યઝદાન હમતાગ બરા.**

૧૧. યશ્ત ૨૪ માં તથા અત્રે અને બુનદહિશ્નમાં પેશોતનને વીશ્તાસ્પનો બેટો ગણીઓ છે. એનું બીજું નામ **ચિત્રો-મયાનક** હતું, કે જે કંગ-દેઝના મુલકમાં જ્યાં પેશોતન રાજ્ય કરતો હતો ત્યાંની સર્વથી જાણીતી **ચિત્રો-મયાન** નામની નદી ઉપરથી પડયું હતું.

૧૨. આ બાબ સાથે ઝરથુસ્ત્રે જે મોજેજા પોતાની જીંદગીમાં કીધા હતા તેનું બયાંન પુરૂં થાય છે. હવે પછીના બાબમાં ઝરથુસ્ત્રે પોતાના ગુજર પામવા પછી જે ચમતકારો દુન્યામાં પ્રગટ કીધા હતા તેઓનું બયાંન આવે છે. પાછલી કથાઓ પ્રમાણે ઝરથુસ્ત્રના ગુજર પામવા સાથ પણ એક મોજેજો જોડાયલો છે. જ્યારે બ્રાદ્રૂગ-રએશ નામના એક તુરે તેઓનું ખુન કરયું, ત્યારે તેઓએ પોતાની હારડી તેની ઉપર ફેંકી જેથી તે ખુનીનું મરણ નીપજીઉં. એ પણ ઝરથુસ્ત્રની મીનોઇ શક્તિઓમાંની એક હતી.

## બાબ ૫ મો.

---

પુંજ્ય ફ્રેરોહરવાલા ઝરથુસ્ત્રના વીસ્તાસ્પ (પાદશાહ)ની જીંદગીમાં(જ) બહેશ્ત તરફ ગુજર પામવા પછી જે મોજેજાઓ જાહેર થયા હતા (તેનું બયાંન આ બાબમાં છે).

(૧) અને એક (મોજેજો) આ (હતો) કે જે વએસ્રપોના (ખાનદાન)ના સ્રએતને માટે, ઝરથુશ્ત્રના એક જાણીતા ચમતકારથી, એક રથ તૈયાર[2] કરવાનો હતો, જે દીનથી જાહેર કરવામાં આવ્યો છે, અને તે રથના સંબંધમાં તે મહાન ચમતકારની કીર્તિનું વીશ્તાસ્પને (કાને) પડવું, અને વીશ્તાસ્પથી તે રથનું સ્રએત પાસે માંગવું,[3] અને (શાહ) વીશ્તાસ્પને સ્રએતથી આ પ્રમાણે જવાબ (મલવો કે):—"તે રથ એક અષો માણસની (છે) કે જેનું રવાન, સ્રએતની જીંદગીમાં સ્રએતનું (હતું), અને (જેનું) તન, (જે) તે શરીરની જીંદગીમાં તે (અષો) માણસનું (હતું), (તેઓ બન્ને) આ દુન્યામાં દેખઇતી રીતે સાથે આવ્યાં[4]."

---

૧. **વએરાસ્તન**, અસલ્ર અર્થ "સણગારવું."

૨. સ્રએત જેને માટે અત્રે ઇસારો કીધો છે તે ઘણુંખરૂં વંદીદાદ પરગર્દ ૨૦, ફ૦ ૨ જાની શરેહમાં જણાવેલો સ્રએત હોવો જોઇએ. હયાં એનું ખાનદાની નામ **વએસ્રપાન** આપેલું છે. પહલવી વંદીદાદમાં એને **ઇસ્રઝાન** અથવા **ઇસ્રપાન** લખેલું મલે છે. આજ બાબના ૬ ઠા ફકરામાં એ નામ અસલ નકલમાં **ઇસ્રપાન** તરીકે લખાયલું મલે છે. દીનકર્દના ૭ માં પુષ્ટકમાં જણાવેલો સ્રએત તે અવસ્તાનો **થ્રિત** નથી, કે જે સાયુઝદ્રિનો બેટો થતો હતો અને જેના ફ્રવષીને ફ્રરવરદીન યશ્તના ફ૦ ૧૧૩ માં ઇજવામાં આવી છે. સ્રએતનું રવાન આ મોજેજામાં તેના મરણ પછી આ દુન્યામાં પાછું આવે છે. તે ઉપરથી વેસ્ત ધારે છે કે કાઉસ પાદશાહના વખતમાં એટલે વીશ્તાસ્પની ૩૫૦ વર્ષ પૂર્વે, થઇ ગયલો એ એક ગોધો હોવો જોઇએ કે જેને ઇરાનની શીમા નક્કી કરી હતી. આ કથા દીનકરદ સીવાય કેથે આવતી નથી અને એ સ્રએતની રથવાલો મોજેજો ખુલ્લી રીતે સમજી શકાતો નથી.

૩. **પસખૂન.** સરખાવો અવ૦ **સાખેની, સંઘહ**, "બોલવું."

૪. આ મોજેજાનું બયાન વીચિત્ર લાગે છે, પણ યાદ રાખવું જોઇએ કે પેગામબર સાહેબ એ મોજેજો પેલી દુન્યામાંથી કરે છે; તે કારણસર એઓને કોઇ ગુજરેલા પુરૂષના આતમાની મદદ લેવી પડે છે, પરંતુ શરીર તો જીવતાંનુંજ કામમાં લઇ શકાય. હાલના આલમાઓએ "સ્પીરીચુએલીઝમ"ની વીધ્યામાં જે શોધખોળ કરી છે જેના નીયમો આ મોજેજા ઉપર કેટલુંક અજવાળું નાખે છે.

(૨) સ્રએતનો આતમા, તે પવિત્ર[1] નજરવાલા મરદ તરફ તે સ્રએતના પેલી રથના હંકારવાથી[2], તેની દ્રષ્ટિએ તેથી કરીને જાહેર થયો હતો[3]; કહેવામાં આવ્યું છે જે, તે (આ પ્રમાણે તેનેથી) દેખી શકાતો હતો, અને બીજી કોઈ પણ (ચીજ) કરવાથી (એમ દેખી શકાતો) નહિં.

(૩) તે બુલંદ શાહ વીસ્તાસ્પ, જ્યારે દીનને[4] (તાબેદારીથી) સાંભલવાએ કરીને[5] તે વખતે તે મોજેજાથી વાકેફ થયો, ત્યારે (એ વીચારથી કે) આ ચમતકાર પણ આખી દુન્યાંને સ્વચ્છ[6] આકારમાં અચ્છી રીતે જાહેર થાય, અને મઝદયસ્ની દીનનું સર્વોપરીપણું (લોકોમાં) વધારે સારી રીતે જાણીતું[7] થાય, (તેથી) તેને ઇચ્છીઉં કે તે (મોજેજો) કેશવરના લોકોને દેખાડવામાં આવે. (૪) તેજ વખતે[8] એક મોટો મોજેજો વીસ્તાસ્પ અને તેની પ્રજાને જાહેર થયો, કે (જેને માટે) દીનમાં આ પ્રમાણે જણાવવામાં આવ્યું છેઃ—"ત્યાર પછી અમષાસપંદોએ તે (સ્રએત)ના રવાનને પ્રકાષિત ગરોથમાન (બહેસ્ત) તરફથી અહુરમઝદની પેદા કીધેલી જમીન તરફ મોકલીયું; તે રોશની તરફથી[9] વીસ્તાસ્પના રવાન તરફ તે આગલ ચાલ્યું અને તે, વીસ્તાશ્પ, તેને પોંહચવા રોશનીમાં, વૃદ્ધિ કરનાર દક્ષિણ દીશા તરફ, આગલ વધીઓ."

(૫) તે (વીસ્તાસ્પ) બહુ બોલનારાઓમાં વધુ બોલનારો[9] (હતો), તથા

---

૧. **યશરૂબીહ; યશરૂબીક**ની વટી.

૨. વેસ્ત પણ **રાદીનીદન,** "હાંકવુ."

૩. અસલ અર્થ "છે" **(યેહવૂનેદ)**

૪. અસલ **મિન,** "માંથી."

૫. સરખાવો ફા. **શનવીદન,** "સાંભલવું." અવ૦ **સ્રુ,** "સાંભલવું."

૬. **દગીઆ;** વેસ્ત એને આગલા શબ્દ સાથે **ગેહાનીગીહ** વાંચી એનો તરજુમો "દુન્યવી હસ્તી" કરે છે.

૭. **કરીતુનાગતર;** હુઝવરેશ, **કરીતૂનતન,** ધાતુ **કર,** "બોલાવવું."

૮. **હમ-બૂત--દીદ** અથવા **હમ-બૂદ-અસ્ત,** સરખાવો ફારસી, **હમ-બૂદહ અસ્ત.**

૯. ફા૦ **યાવગી,** "બહુ બોલનાર." ખાસ કરીને હાલની ફારસી ભાષામાં "વગર અર્થે બોલનાર" માટે એ વપડાય છે. હયાં લખનાર દેખાડવા માગે છે કે વીસ્તાસ્પ શાહ પોતાની રૈયત સાથ કેટલો ભેલાતો હતો. વેસ્ત **અયાદગીહ** શબ્દને ફા૦ **યાફતન** ઉપરથી લઇ "(ફાયદો) મેલવનારોમાં બહુ (ફાયદો) મેલવનાર" અર્થ કરે છે.

સવાલ પુછનારાઓમાં વધુ સવાલ પુછનાર (હતો); અને દરેક જણ કે જેની ઉપર તેની નજર પડતી તેની સાથે તે વાતચીત કરતો અને, તેજ પ્રમાણે[1], જે કોઇ તેની સાથ વાત કરતું તેને તે ધયાનથી[2] સાંભળતો; જયારે તેઓની નઝર તે (શાહ)ની ઉપર પડતી, ત્યારે તેઓ ઉભા રહી જતા, અને વીસ્તાસ્પના રવાન તથા તનને તેઓ નમન કરતા.[3]

(૬) આ પછી તુરતજ, (પણ તે) પછી લાંબો વખત વહી ગયો નહી કે, તે[4] આફ્ત[5] જનક (દેવ)[6], વએસ્રપો (ખાનદાન)ના સ્રએતના રવાન સાથે, ઉત્તર તરફના પાયમાલી[7] કરનાર ભાગોમાંથી, ઝડપથી ધસી આવ્યો; (એટલે કે), તે દેવોમાંનો સર્વથી નાશકારક[8] (દેવ) પોતે સીહા હતો અને તેનાં કરતુકો પણ અતીષય[9] કાલાં[9] (હતાં). (૭) અને તે (દેવે) પોતે એટલો દુખી થઇ જઇને સ્રએતના રવાનને આ પ્રમાણે કહયું:- "જે તારી (રથનો) હાંકનાર (છે), (અને) જે તારો (છે), તેને (યાને) વીસ્તાસ્પને તું સંકટમાં નાખ[10], ખરાં દીલની દોસ્તીને માટે[11] તે ઘણો ગુમરાહ[12] થઇ ગયો છે; અને એમ કરવાથી તું બુલંદ પવિત્ર અષોઇને લાયક થશે, (અને) નહીં કે આ ખાકી

---

૧. **અએદુન.**

૨. **મદમ.**

૩. અસલ અર્થ, "દેખાડયું."

૪. **અમત** નો અસલ અર્થ "જયારે" થાય છે.

૫. વાંચોઃ ઇ **આદ્રંગ ઝદાર,** "જે સંકટનો લાવનાર છે."

૬. એટલે, અહરેમન.

૭. **મિન અપાખ્તર નએમગ ઈ આદ્રંગ;** સરખાવો ફા૦ **આદ્રંગ,** "ગમગીની," "નાશ," "મોટી આફ્ત." વેસ્ત એ શબ્દને **આગ્રંદ** વાંચી એનો અર્થ "ભયંકર" કરે છે. એ શબ્દ **અઇરવદ** બી વંચાય; ફા૦ **અઇરિ** "ઉત્તર તરફનો પવન."

૮. **આદ્રંગ-તૂમ મિન શએદાન.**

૯-૯. **સિહા સિહા,** એટલે "બહુજ કાળું."

૧૦. સરખાવો ફા૦ **ખારી,** "સંકટ," "દુઃખ;" **દૂશ-ખારી** એજ શબ્દનો મજબુત થયલો આકાર છે. વેસ્ત **ખુદ આયદ,** "પોતે આવે છે."

૧૧. વાંચો "**ખૂપ હમ-હખગી.**" વેસ્તબી એને **ખુપ હમ-હખગીહ** વાંચી, એનો અર્થ "સારી સોબત અથવા સંગત" કરે છે; એ શબ્દો **ખુપ હમીશગીહ** બી વાંચી શકાય, યાને "હમેશ લગી."

૧૨. **વારૂનિગ**નીવટી **વારૂનીહ** લખાયલો છે. ફા૦ **વારૂન,** "ઉંધું," "કમનસીબ." વેસ્તનું વાંચણઃ **ખ્વારગ,** "પોષણ."

દુન્યાંની (માયાવીક[1]) ચીજોથી; યાને (તે[2]) બધી હયાત ચીજોમાં[3] (કાંઇ) પણ (દુન્યવી) ફાયદા[4] કાજે નહી, પણ અષોઇના (પોતાના) પયારને માટે સર્વથી શ્રેષ્ઠ છે"[5].

(૮–૯) જયારે તેને તે શબ્દો ધયાંનથી[6] સાંભલીઆ, ત્યારે વએસપ (કુટુંબ)નો સએત તે ગાડી[7] નઝદીક[7] ઉભો રહયો, અને તે આ શબ્દોમાં[8] બોલીઓ કે:—"અએ બલવાન શાહ વીસ્તાસ્પ! (તારી) અષોઇને લીધે હું આ વગર હાંકનારે (હંકરાતી)[9] રથ તને ભેટ આપું છું; અષોઇના (તારા) પ્યારનેજ[10] ખાતર, જે હસતી ધરાવનાર ચીજોમાં[11] સર્વથી શ્રેષ્ઠ છે; આટલું હું તને અષોઇને લીધે (આપું છું) કે જે અષોઇને માટે શ્રેષ્ઠ (છે), અને આટલું હું તને રવાનને માટે (આપું છું) જે રવાનને માટે શ્રેષ્ઠ (છે.)" (૧૦) સામતી રીતે લેતાં,[12] તેને તે ભેટ લીધી કે જેનો (અઇધ) અંગિકાર તેને ત્રણ વાર જાહેર કીધો[13].

(૧૧) ત્યાર પછી તે રથ બે રથ થઇ ગઇ (ચેહવૂન્ત), એક[14] મીનોઇ અને બીજી[14] દુન્યવી; અને તે દુન્યવી (રથ) માં બુલંદ કએ-વીસ્તાસ્પ

---

૧. **સાઇગ-આઓમંદ**, યાને, "માયાવીક" અથવા "ક્ષણભંગુર," "દુન્યવી;" વેસ્ત, "બંચાવનાર."

૨. યાને, અષોઇ.

૩. **હઇતાન પાહલૂમ.**

૪. **નીરમદ ઈ ગએતા. નીરમદ** શબ્દ પહલવી ભાષામાં અવારનવાર એક આથોરનાનને આપવામાં આવતી આશોદાદ, યા એક પંથકમાં તેના ભાગને માટે વાપડવામાં આવે છે.

૫. અષોઇ પ્રમાણે ચાલવું એ કાંઇ દુન્યવી ફાયદો મેલવાય છે તે માટે નથી પણ અષોઇના માત્ર પયારને માટેજ છે; સદગુણનો બદલો માત્ર સદગુણ પોતે છે.

૬. **મદમ.**

૭–૭. પહલવી, **વાશ,** અવ૦ **વાશ,** સૌ૦, **વાહ,** લેતીન, **વેહિકુલુમ,** Waggon, "ગાડું;" અવ૦ ધાતુ **વઝ.** "લઇ જવું" ઉપરથી એ શબ્દ નીકલીઓ છે. વેસ્ત એને **લેવીન-વક્ષ** વાંચી "પેહલો બખશનાર" અર્થ કરે છે.

૮. **અએદ્નન પવન ગૂબિશ્ન.**

૯. બોલેબોલ અર્થ; "હાંકનાર વીનાની ( **બરા** ) રથ;" દેખઇતી રીતે આ રથ અષોઇનું કાંઇક અલંકકારી બયાન છે.

૧૦. **અએવાચ.**

૧૧. એટલે કે, સદગુણોમાં.

૧૨. **હમીહ.** ૧૩. ઘણું ખરૂં તો અત્રે વીસ્તાસ્પ ત્રણ મરતબે "અષેમ વોહુ"નો પાક કલામ ભણીઆ હોય એમ દીસે છે.

૧૪–૧૪. "**ઝકાય,....ઝકાય,**" "એક,.....બીજી" એવો અર્થ થાય છે.

ખરાં જીગરની ખુશાલી[1] (અને) ભકતી ભાવથી નોદરોનાં[2] ગામ તરફ (હંકારી) ગયો, અને તે મીનોઇ (રથ)માં વઐસ્પના (ખાનદાનના) સ્રએતનું રવાન બેહશ્તના મુકામ તરફ (હંકારી ગયું).

(૧૨) એક (મોજેજો) આ (હતો) કે જે ઝરથુશ્ત્રથી દીન કબુલ રાખવા પછી ૫૭ મે વર્ષે, અને (દુનીઆંના) સાતે કેશવરોમાં દીનના આવવાને વખતે જાહેર થયો (હતો); (અને) તે (મોજેજો) વીશ્તાસ્પની જીંદગીમાં દીનની સોધમાં (જુદા જુદા) કેશવરોમાંથી હબુબ[3] (ખાનદાન)ના ફ્રષઓશ્ત્ર તરફ (લોકોના) આવવાથી આ પ્રમાણે[4] જાહેર થયો હતો; કે જે પ્રમાણે દીન કહે છેઃ—"તે બે (મોટા આગેવાનો), કે જેઓના નામો આ પ્રમાણે છે—સ્પીતુઇશ અને એરેઝુરારસ્પ[5]—તેઓ અક્કલની શોધમાં હબુબ (ખાનદાન)ના ફ્રષઓશ્ત્ર આગલ દોડતા આવ્યા." (૧૩) અને અવસ્તા ઉપરથી માલમ પડે છે કે જયારેબી કોઇ આટલો પ્રતાપ અને ચમત્કાર કે જે ઝરથુશ્ત્રે[6] વીશ્તાસ્પને અને (તેના) લોકોને (દેખાડયાં), અને (આટલો તેજ અને પ્રતાપ) કે જે ઝરથુશ્ત્રની ખરી પેગામબરીની ગવાહીમાં[7] અમશાસ્પંદોનાં આસમાન ઉપરથી વીશ્તાસ્પ (શાહ) તરફ જમીન ઉપર ઉતરી આવવામાં (દેખાડવામાં આવ્યાં હતાં), અને પેશોતન અને સ્રએતની રથ તથા બીજી બાબદોમાં થયલા (ચમતકારો), કે જે ઉપર દરશાવેલા છે, (તે સઘલા) કોઇ જોતું, તે વારે અહુરમઝદની આફ્રીનમાં ઝરથુશ્ત્ર તરફથી (જાહેર થયલા) સખુનો સંપૂર્ણ કબુલ

---

૧. હૂ-રવાખમનીહ.

૨. બુનદહીશનના લખનાર પ્રમાણે નોદર, એ માનુશચીહરનો બેટો થતો હતો, અને વીશ્તાસ્પની પેઠે એ પણ કયાન્યાન વંશનો હતો. વીશ્તાસ્પની બાઇડી હુતોશ પણ નોદરનાં કુટુંબની નબીરી હતી.

૩. એ હબુબ ખાનદાનના ફ્રશઓશ્ત્રને વોહુ ક્ષથ્ર ગાથાના ૧૭ માં ફકરામાં યાદ કરવામાં આવ્યો છે. એ દે જામાસ્પ (જામાસ્પ હકીમ)નો ભાઇ થતો હતો અને એની બેટી હવોવી સાથે ઝરથુશ્ત્ર પરણ્યા હતા. ઝરથુશ્ત્રના પેહેલા ચેલાઓમાં એ એક હતો.

૪. અઇદૂનીહ; વેસ્ત એનો અર્થ "એક હાલત" કરે છે.

૫. બુનદહીશન પ્રમાણે એ બે મોટા સાહેબો ફ્રદધફ્શ અને વીદધફ્શ નામના કેશવરોના વડા દસતુરો હતા. એઓ બંને ભાઇઓ હતા અને ઉસપાંસનીના બેટાઓ હતા. ફ્રરવરદીન યશ્તના ૧૨૧ માં ફકરામાં એઓની ફ્રવશીઓને આરાધવામાં આવી છે.

૬. અસલ અર્થ, "ઉપર," મદમ.

૭. ગઓકાસીહ, અસલ, ગઓ-આગાસીહ.

રાખતું.[૮] (૧૪) અને, જેમ અવસ્તામાં જાહેર છે તેમ, (જુદા જુદા) કેશવ-રોના દાનેશમંદ પુરૂષોને, તે પ્રકાશ અને તેજનો ચમતકાર, કે જે ઉપર જણાવવા પ્રમાણે દેખાડવામાં આવ્યો હતો, તે જો જાહેર થયો ન હતે; અને આટલો બધો પ્રતાપ અને ચમતકાર, જે તેઓને (તેનેથી) જાહેર થયો[૯] તેની સાથે જો શાહ વીશ્તાસ્પ અને પેલા કેશવરોના દાનેશમંદ પુરૂષોએ આ અવસ્તા જોયા ન હતે, તો (તે લોકોએ તે અવસ્તા) તજી દીધાથી અને તેને[૧૦] નહીં માનવાથી[૧૧] એ (ભણતરો) આપણા[૧૨] વખત સુધી જારી ન રહયાં હતે.[૧૨]

---

## બાબ ૬ થો.

**મોજેજાઓ** કે જે વીશ્તાસ્પના (ગુજરવા) પછી તે ઇરાનના રાજ્યની પડતી[૧૩] (આવી તે અરસામાં) જાહેર થયા હતા (તેનું બયાન આ બાબમાં આવેલું છે).

(૧) વર (નીરંગ) ના એતેકાદમાંથી[૧૪], તથા બીજી અવસ્તાની નીરંગોનાં સંપાદન થવામાં, અને ઉંચા આતશ બેહરામોની મોટી શક્તિ અને દીનને લગતાં બીજાં ઘણા કીર્તિમંદ[૧૫] કાર્યો, જેનો સીલસીલો[૧૬] જરથોશ્તના ચેલાઓ સાથ છે, તે ઉપરાંત (**જવિત**) વીશ્તાસ્પ (ના મરણ) પછીથી તે ઇરાનના રાજયની પડતીના વખત સુધીમાં બીજા (ઘણાં) મોજેજાઓ જાહેર થયા હતા.

---

૮. યાને કે, દીન કબુલ રાખી અને મઝદની આરાધના કીધી. આ ફકરો એ મોજેજા શા સબબસર કરવામાં આવ્યા હતા તે દેખાડે છે. એ ચમતકારોની મતલબ કાંઇ નામના મેલવવાની યાતો ભોલા લોકોને આંજી નાખવાની ન હતી, પરંતુ એકજ ખોદાની માન્યતા અને તેની આરાધના તરફ પ્રજાનું મન દોડાવવા માટે એ ચમતકારો દેખાડ-વામાં આવ્યા હતા.

૯. **ઓલ ઓલા-શાન અઝશ પએદાગ.**

૧૦. એટલે, અવસ્તાને.

૧૧. ફારસીમાં **બાવર દાશ્તન** એટલે "ઇમાન લાવવું," "માનવું," "એતેકાદ લાવવો" આવે છે. **અવી-બાબર દાશ્તન** એનેથી ઉલટું "શક લઇ જવો" થવો જોઇએ.

૧૨-૧૨. બોલેબોલ તરજુમો "આપણા વખત સુધી (હયાત) ચાલુ રહયા ન હતે."

૧૩. **હુન-ચપતન.** ૧૪. **વાવરીગાનીહ.**

૧૫. વેસ્ત **વરીચ-ગારીહ**, "દીનીક ક્રીયાઓ".

૧૬. અસલ અર્થ, "સાથે જોડાયલું".

પુસ્તક ૭ મું, ઝરથોશ્ત-નામાંનો બાબ ૫ મો, ફ. ૧૪; બાબ ૬ ઠો, ફ. ૩. ૫૧

(૨) સીકંદરથી થયલી પાયમાલી (જે ઇરાન દેશને) પુગી હતી, તે પછીબી ઘણી (ચીજો) તેઓની પરાગંદેહ હાલતમાંથી ત્યાર પછીના[૧] રાજકર્તાઓએ[૨] ફરીને એકઠી કરી હતી; તેઓમાંના એક (રાજકર્તાએ એક સંગ્રહને) શપીગાનની તેજોરી (**ગંજે શપીગાન**)માં[૩] અનામત મુકવાનો હોકમ કીધો હતો.

(૩) (એ ચમતકારોમાં એક આ) પણ (હતો), (કે જેથી) મોટા[૪] રાજકર્તાઓ **અને** (વડા) દસતુરો, જેઓ જુદે જુદે હીંગામે **અને** જુદે જુદે ઠેકાણે દીન અને દુન્યાના સુધારાને[૫] ખાતર અકેકની પુઠે[૬] આવીયા, તેઓની કીર્તિ[૭] અને નામો, તેમજ (તે બુરા) આશમોગ જુલમગારો, કે જેઓ નજરે[૮] પડીઆ છે અને જેઓનું દીન અને રાજય તથા દુનીઆંના નાશને માટે[૯] જુદે જુદે વખતે આવવું જાહેર અને જાણીતું હતું (તેઓનાં નામોની નોંધણી[૧૦] જણાયલી છે).

---

૧. યાને, યુનાની શાહનશાહ સીકન્દર.

૨. એ એસારો અશકાનીઅન રાજા વલખસ પેહલો, તથા સાસાનીઅન વંશના રાજા અરદશીર અને શાહપુર નામના રાજાઓ માટે છે.

૩. એ એક તીજોરીતું નામ છે જયાં કયાનીઆન શાહ વીશ્તાસ્પના હુકમથી ગાયના ચામડાં ઉપર સોનેરી હરફે લખેલી અવસ્તા અને ઝંદની એક ભરોસેદાર નકલ તામાશે અનામત મેલી હતી. એ નામનાં બીજાં વાંચણો ગંજ–ઇ–શપીગાન, ગંજ–ઇ–શસ્પીગાન, તથા ગંજ–ઇ–સ્પાન છે; વલી દીનકર્દ, પુસતક ૫, બાબ ૮ માં ગંજ–ઇ–ખૂદાયાનબી લખેલો મલે છે. પહલવીમાં પારસી જરથોસ્તીઓના પવીત્ર પેહરણ સુદરેહ માટે **શપીગ** શબ્દ વાપડવામાં આવે છે. એ કારણથી **ગંજ–ઇ–શપીગાન**નો અર્થ અસલી ઇરાનના "જરથોશ્તી **બસ્તેકુસ્તીઆન** (ના ધાર્મીક જ્ઞાન)ની તીજોરી" થાય.

૪. **મહમ.**

૫. અસલ અર્થ "સણગારવું", "તૈયાર કરવું."

૬. **આખર આખર.**

૭. **આફ્રીહસ્તન.**

૮. જુવો ફારસી **પદીદ**, "દેખઇતું." વેસ્ત એને **પતીત** વાંચી, "પશ્ચાતાપ" અર્થ કરે છે. **પદીદ** શબ્દ ખાસ એ અર્થે વપડાયલો હોય તેમ લાગે છે, જોકે બનવાજોગ છે કે નકલ કરનારે ભુલથી એ બે વાર લખી દીધો હોય.

૯. યાને દીન, રાજ્ય તથા બીજી દરેક ચીજની પાયમાલી માટે.

૧૦. યાને, અપકીર્તિ તથા નામોની ટીપ.

(૪) એ પ્રમાણે રાજકર્તાઓમાં અસ્પંદયારનો બેટો બહમન[1] (હતો) કે જેને માટે અવસ્તામાં આ પણ લખાણ મલે છેઃ—"બહમન રાસ્ત અને માઝદયસ્નોની અનજુમનનો[2] સર્વથી શ્રેષ્ઠ સમારનાર[3] (હતો)."

(૫) અને (વડા) દસતુરોમાં શએનવ[4] (હતો), જે પ્રમાણે તેને માટે પણ તે આ પ્રમાણે કહે છે કેઃ—"દીન (જાહેર થયા) પછી ૧૦૦ વર્ષ થશે કે જયારે શએનવ અવતરશે, અને (તેની શરૂઆત પછી) ૨૦૦ વર્ષ થશે જયારે તે ગુજર પામશે; તેજ પહેલો મઝદયસ્નાન થશે કે જેની જીંદગી ૧૦૦ વષ સુધી લંબાશે, અંને જે આ ધરતી ઉપર ૧૦૦ ચેલાઓ સહીત ચાલશે."[5]

(૬) પાયમાલી કરનારા (રાજા)ઓમાં સીકનદર (હતો), જેને માટે પણ દીનમાં આ પ્રમાણે જાહેર છેઃ—"જાણવું કે (અએ) તે જે એશમ દેવ[6] (છે), તે અનદીથપણે[7] એકે એક પ્રાણી ઉપર તદન ઉજાજડ[8] કરનારા શ્યાલાઓ (નું દુખ) પાડશે, તે કે જે બુરી કીર્તિવાલો દુષ્ટ[9] સીકન્દર છે."

---

૧. બહમન તે અસપંદયારનો બેટો હતો અને વીશ્તાસ્પનો પૌત્ર હતો. અસલ ઇરાનના કયાનીયાન વંશના પાદશાહોમાં એ છેલ્લો હતો. એનું નામ અવસ્તામાં આવ્યું નથી. અસપંદયાર તે શાહનામાનો જાણીતો પેહલવાન છે. એની પછી અવસ્તાના કયાનીયાન વંશનો છેડો આવે છે.

૨. અવ૦ **હુન્જમન.**

૩. **કેરદારતૂમ.**

૪. એ ફ્રવર્દીન યશ્તમાં જણાવેલો **સએન** છે.

૫. આ ફકરો ફ્રવર્દીન યશ્ત, § ૯૭ માંથી લીધો છે. **સએનહે અહૂમ સ્તૂતો અષઓનો ફ્રવષીમ યઝમઇદે, યો પઓઇર્યો સતો-અએથ્રયો ફ્રક્ષતત પઇતિ આય ઝેમા,** "હમો અહૂમ સ્તૂતના બેટા પવીત્ર સએનના ફ્રવષીને આરાધીએ છીએ જે આ જમીન ઉપર ૧૦૦ ચેલાઓ સહીત પહેલો નજરે પડીઓ".

૬. એ અએશમ તે નાશકારક ગુસ્સાનો દેવ છે, જેને ખ્રાસ્તીઓની બાઇબલમાં **એસમોદીઉસ**ના નામથી ઓલખવામાં આવ્યો છે.

૭. **નીહાનીહા;** વંદીદાદ, પરગર્દ ૧૯–૧ માં **મર્ષઓનેમ** શબ્દ આવે છે, જેનો પહલવીમાં **નીહાન રૂબિશ્નીહ** તરજુમો કીધો છે, યાને "છુપી રીતે ચાલતો;" તે ઠેકાણે એ શબ્દ **સીજ** યાને મોતના દેવને લાગુ પાડયો છે. વેસ્ત એને **અપશીમાન ગેહાનીહા** વાંચી, "પશ્ચાતાપ નહી કરતી દુન્યાં" એવો અર્થ કરે છે.

૮. વાંચોઃ **હમ-અયાવગ.** જુવો ફારસી **યાવગી**, "ખોટ", "નાશ." ફારસીમાં **યાઝેહ** શબ્દ છે જે ઉપરથી એને **હમ-અયાઝગ** વાંચી એનો અર્થ "ધ્રુજવુ" થઇ શકે. વેસ્ત એને **હમ-અયાઝકો** વાંચી એનો અર્થ, "તેજ મતલબનું" કરે છે.

૯. **મર;** અવસ્તા **મર્ય.**

(૭) વડા ધર્મગુરૂઓમાં (નીચલા ચાર હતા):—અરેઝવાઓ,[1] કે જેના નામનો અર્થ[5] "સ્વચ્છ વાચા" (છે), તથા સુતો સ્પાદાઓ[2] કે જેના નામનો અર્થ "વૃદ્ધિ કરનાર સુરભેદ (છે)," તથા જયંઘહાઓ[3], કે જેના નામનો અર્થ "સમુદ્ર ઉપરનો (મવક્કોલ) સરદાર[6]" (છે), તથા સ્પેન્તો ખ્રત્વાઓ[4], કે જેના નામનો અર્થ "વૃદ્ધિ કરનાર દાહપણ" (છે).

(૮) જે પ્રમાણે તેઓને માટે, પણ, તે આ પ્રમાણે કહે છે કે:—"હું (યાને અહુરમઝદ) તારૂં જાહેર થવું,[7] તથા તે (ચાર વડા ધર્મગુરૂઓની) કીર્તિની નીશાનો[8] જાહેર કરૂં છું:—'જયારે આ તારી મઝદયસ્ની દીનની (સ્થાપણા) પછી ૪૦૦ વર્ષ વીતી જશે, કે જે અરસામાં (બએન) અધર્મીપણાનો છેડો આવશે[9], અને હાડમંદ દુન્યાના લોકો સંખ્યાબંધ[10] ગ્રહો તેમજ સેતારાઓનો તથા જેઓ એક સદી લગી મારા છે[11]—એક મધ્યમ કલ્પના[12] પ્રમાણે માણસ જાતમાં ત્રીસ વર્ષ સુધી[13] થઇ ગયા છે—

---

૧—૪. **ફ્રવરદીન યશ્ત,** ફકરા ૧૧૫ માં જણાવેલા આ ચાર વડા ધર્મગુરૂઓ છે:—**અરેઝવાઓ સ્પેન્તો સ્પાધાઓ અષઓનો ફ્રવષીમ યઝમઇદે. જયંઘહાઓ સ્પેનતો ખ્રત્વાઓ અષઓનો ફ્રવષીમ યઝમઇદે,** છેલ્લાં બે નામો અવસ્તા જબાનનાં મુળાક્ષરોમાં લખ્યાં છે અને તેઓ ૬ થી એક વચનમાં છે.

૫. **વિજારીશ્ન,** "સમજણ."

૬. એ શબ્દ અત્રે **અહૂ,** "સરદાર" વાંચીઓ છે; વેસ્ત એનો તરજુમો "દરયાઇ હસ્તી" કરે છે.

૭. **પએદાગીહ** ઇ લક "તારો દેખાવ".

૮. **વ ઓલા-શાન આશકારગીહ દક્ષગીચ.**

૯. **લેલીઆ યેહવૂન્તન,** સરખાવો ફારસી શબ્દ **શબ શુદન,** "છેડો આવવો."

૧૦. **પવન મર પએદાગીહ, મરનો** અત્રે અર્થ "સંખ્યા" થાય છે; અવ૦ **મર** "ગણવું."

૧૧. વેસ્ત આ ફકરા ઉપર ટીકા કરે છે: "જો **બુનદહિશ્ન,** બાબ ૩૪, ફ૦ ૭-૮ માં જણાવેલી તારીખો ખરી હોય તો દીનના પેહલાં જાહેર થવા અને સીકનદરના મરણ વચ્ચે ૨૭૨ વર્ષ પસાર થવા જોઇએ અને એમ લેતાં દીન પછીનું ૪૦૦ મું વર્ષ ઇસ્વી સન પૂર્વે ૧૯૫ મે સાલે પડવું જોઇએ. એક એક પછી આવતા એ ચાર વડા દસતુરો એક સદીથી વધુ વખત સુધી દીનને જારી રાખે છે અથવા તો ૧૦ માં ફકરામાં કહ્યું છે તેમ દીનની લગભગ ૬ ઠી સદી સુધી."

૧૨. **મયાન મીનિશ્ન;** અસલ અર્થ, "મધ્યમ વીચારવું".

૧૩. અસલ અર્થ, "૩૦ શયાલા". વર્ષને માટે જ્યાં બે પહલવી શબ્દો વાપડયા છે, **સાલગ** તથા **ઝિમિસ્તાન;** એઓના અર્થમાં કાંઇક ફરક હોવો જોઇએ જે અત્રે ખુલ્લો સમજ પડતો નથી.

(એક તો) પવિત્ર અરેઝવાક છે અને પેલા બીજા તેઓમાંના ત્રણ જના, જેઓ (માણસાઇ) હસ્તીઓમાં[૧] સર્વથી પવીત્ર છે, જેઓ તે જમાનાના સર્વથી બુલંદ **(મદમ)** સરદારો[૨] અને શ્રેષ્ટ દસ્તુરો[૩] છે તેઓનો દેખાવ જોશે," (૯) અને વધુ આ (જણાવ્યું) છે, જે:—"પાંચમી અને છઠ્ઠી સદીઓમાં મઝદયસ્ની દીનને તેઓ કીર્તિવંત કરશે; આ ચાર જનના આવ્યા સીવાય કોઇ પણ[૪] (માણસ પોતાનું) રવાન બચાવી શકશે નહીં;" [(એની) સમજણ (આ કે), દરેક જન[૫] આ ચાર–અરેઝવાઓ તથા સુતો સ્પાદાઓ તથા જયં-ઘહાઓ તથા સ્પેન્તો બત્વાઓની—મીનોઈ બાંહેધરીથી ઉભા રહેશે, કે જેઓ પવિત્ર માંથ્રવાણી પ્રમાણે આ સઘલા ચારોની[૬] મનશ્ની, ગવશ્ની તથા કુનશ્ની શોધશે[૭].]

(૧૦) અને રશ્ન રએષ[૮] (રાસ્તીને જખમી કરનાર) તે જમાનાનો આશમોગ[૯] (હતો), કે જેમાં[૧૦] ઇનસાફને બહુ ઇજા પોંહુચતી; અને આ પણ (અવસ્તામાં) જણાવેલું છે કે:—"તેઓ કે જે બધા તે ભલા મીનોની પેદાયશને લગતા છે અને તે (ચાર મોટા) પુરૂષો, (જેઓ) અરેઝવાક અને પેલા બીજા ત્રણ છે, તેઓ ઉપર પુર[૧૧] ભરૂસો રાખે છે તેઓને તેને[૧૨] (હાથે) મુસીબતો પહોંચશે.

(૧૧) અને તે જમાનાને[૧૩] સમારનારાઓમાં પાપક ખાનદાનનો અરદેશીર[૧૪] હતો કારણકે એને માટે પણ (અવસ્તામાં) આ પ્રમાણે જણાવ્યું છે:—"તે કયો બલવંત શાહ અરદેશીર છે, જે જબરદસ્ત

---

૧. **હઈતાન.**

૨. **મદમ રદ્દતૂમ.**

૩. **દસ્તોબરતૂમ.**

૪. **ઓલા–શાન લા અઇશ.**

૫. **અઇશ.**

૬. **ઓલા–શાન કોલા.**

૭. અસલ અર્થ, "ઇચ્છવું." **બવીહૂન્દ.**

૮. દીનકર્દ, પુસ્તક ૩ જું, દસતુરજી પેશોતનજીની આવૃત્તિ, વોલમ ૫, ફકરા ૧૯૮ માં એનો ઇસારો મલે છે, કે જે ફકરામાં ઉપર કહેલા **શએનવ** સાંમેની તેની દસ નસીહતો દરશાવી છે.

૯. અવ૦ **અષેમઓગ.**

૧૦ એટલે, જે જમાનામાં.

૧૧. મદમ.

૧૨. એટલે રશન રએષથી; પહલવી, **મિન ઝક બએશીદારીહ બીશત હુવા–અન્દ.**

૧૩. અવ૦ **અઇવિગામ**ની વટી **અવબામ;** અસલ અર્થ "જમાનો," "વખત".

૧૪. ઇરાનના સાસાનીઅન વંશનો જાણીતો સ્થાપક; જુવો પ્રસ્તાવના, પહલવી **"કારનામગ ઇ અત ક્ષથ્ર ઈ પાપગાન"**નો મારો તરજુમો. એને **કએ–અરેતક્ષથ્ર** કહેલો છે કારણ જે એ કયાનીઆનોના ખાનદાનથી ઉતરી આવેલો હતો.

(છે), જે ફરમાન આપનાર (છે), જે દબદબા ભરેલા હથયારવાળો[1] (છે), જે તે સરદાર કે જેના મકાનમાં ભલી[2] અને તેજવંત[3] અર્શિશવંગ (યઝદ) એક કન્યાના રૂપમાં[4] ચાલે છે, જે સદગુણી (છે), જે ઘણી (**કબદ**) બહાદુર (**હુ-રઓસ્ત**) કહવાલી (છે), જે ખુબસુરત (લડાયક) પોષાકમાં સારી રીતે સજ થયલી (છે), જે સાચી (છે), કીર્તિવંત[3] અને ઉમદા ખવાસવાલી (**આઝાદ**) (છે)? (૧૨) તે કયો (સરદાર) છે કે જે લડાઈ (**અર્તીક**) શરૂ થતાં પોતાની બાજુઓના (કૌવતથી) પોતા માટે ફીરોજી ચાહે છે; તે કયો (સરદાર) છે કે જે લડાઇ શરૂ થતાં પોતાની બાજુઓના (કૌવતથી) પોતાના શતરૂઓની સામે થાય છે?"[5]

(૧૩) તનૂસર[6] તેના મદદનીશ જેવો (થશે) કે જેઓને માટે પણ તે (દીન) કહે છે:—"ઝરથુશ્ત્રે તેને[6] ફરીને આ પ્રમાણે પુછ્યું:

---

૧. **રકફ્ત ઝએન.** ૨. અવ૦ **વંઘુહિ,** એ અશીનો જાણીતો વીશેષણ છે.

૩. આ વીશેષણો મોટે ભાગે અશીશવંગ યઝદને **ફ્રવરદીન યશ્ત,** ફકરા ૧૦૭ માં લાગુ પાડવામાં આવ્યા છે, **યેંઘહે નમાને અષિશ વંઘહુઇ સ્રીર ક્ષોઇથ્રિન ફ્રયરએત, કઇનીનો કેહ્રપ, સ્રીરયાઓ, અષમયાઓ હુરઓધયાઓ ઉસ્કાત યાસ્તયાઓ એરેઝવદ્દથ્યો રએવત-ચિથ્રેમ આઝાતયાઓ.**

૪. **કનીગ કેર્પ.** ૪. અસલમાં **ફ્રાખૂઇહિ,** "સંપત્તિ" શબ્દ છે. કદાચ એ **ફીરૂજીહ** "ફતેહ" હોય.

૫. આ ફકરો પણ **ફ્રવરદીન યશ્ત,** ફકરા ૧૦૭ ના પહલવી તરજુમા ઉપરથી લીધો હોય એમ દીસે છે:—**યો અઝગતો અરેઝયયાઓ હવએઇબ્ય બાઝુબ્ય, તનુયે રવો અએષિશ્તો; યો અઝગતો અરેઝયયાઓ હવએઇબ્ય બાઝુબ્ય, હમેરેથેમ પઇતિ યૂઇધિશ્તો;** એ ઇસારો ઝબઉર્વન્તના બેટા કરેસ્ન પેહલવાન માટે છે.

૫. ઘણુંખરૂં એ નામ **તનૂ-સર** (અસલ અર્થ, શારીરીક હસ્તીનું માથું) અથવા **તનૂ-ગીર** (અસલ અર્થ, વાળવાલું શરીર), અથવા **તોસર** યા **તનસર** હોય એમ લખવામાં આવ્યું છે. એ તનૂ-સર પહેલા સાસાની શાહનશાહ અરદશીર બાબેગાનનો વડો વજીર તથા દસતુરાન દસતુર હતો. તેને મોટે ભાગે દીન સુધારી અને ખોવાયલા અવસતાના પુષ્ટકો પાછા ભેગાં કરી, તેને હાલ જેવી રીતે આપણે જાણીએ છીએ તેવા આકારમાં મુકી તેનો પહલવી જબાનમાં તરજુમો કરાવવામાં તેનો મોટો હાથ હતો એ આ ફકરા ઉપરથી માલમ પડે છે. તનૂ-સરે પદશખારગર અને તબરીસ્તાનના પાદશાહ ગુશનસ્પશાહ ઉપર એક ધર્મ સંબંધી પત્ર લખીઓ હતો જે હાલ સુધી આપણને જલવઇ રહયો છે. એ પહલવી પત્રનો ઇબન અલ મુકાફ્ફા નામના આરબ લખનારે અરબી ભાષામાં તરજુમો કીધો હતો જે હાલ મોજુદ છે. (જુવો એ બાબદ ઉપર દારમસ્તેતેનું લખાન જુરનાલ આઝીઆતીક, ૧૮૯૪, સફ્ફા ૧૮૫—૨૫૦ અને ૫૦૨—૫૫૫, તથા "તબરીસતાનના શાહ ઉપર તનૂ-સરનું લખેલું કહેવામાં આવતું પહલવી પત્ર" એ બાબદ ઉપરના મારા વીષયો જે મેં રોયલ એશીઆતીક સોસાયતીની મુંબઈની સાખા આગલ વાંચીઆ હતા). આ કાગજ ઉપરથી જણાય છે જે તનૂ-સરનું શરીર (**તનુ**) વાળ (**વરેસ**) થી ભરાઇ ગયું હતું, જે ઉપરથી બનવાજોગ દીસે છે જે એતું નામ **તનુ-વરેસ** હશે જેનો અપભ્રંશ **તનૂ-સર** થયો હોય.

૬. અહુરમઝદને.

'જે દેશને દેવો (સઘલી) ભલી વસ્તુઓથી દુર રાખે[1] છે તેને માટે સર્વથી વધુ તનદરોસ્તી બક્ષનાર કોણ છે? બુરાઓ તથા જુઠાઓને કેળવણી આપવાને દસ્તુરની ગાડી કોણને આપવામાં આવી[2] છે?' (૧૪) અહુરમઝદે તેને (ઝરથુશ્ત્રને) આ પ્રમાણે જવાબ વાલીઓ: 'તે મહાન પુરૂષ[3] દેશને સમારેલું રાખવા (માગે છે), જે પોતાની (સત્તાની હદ) ઓલંગી ગયો નથી[4] [યાને કે, તે ભલાઓને ઇજા પહોંચાડતો નથી], જે ભલાં ફરમાનવાલો છે [યાને, તે (માત્ર) સારા ફરમાનો(જ) બાહેર પાડે છે], જે[5] એક ઉમરાવી કુટુંબથી ઉતરી આવેલો[5] છે અને એક દસ્તુર છે, જે લડાઇ કેમ કરવી તેથી (સારી પેઠે) માહીતગાર (પતકાર) છે, અને દેશમાં કીર્તિવંત તથા અશો (મરદ છે); તે[6] દેશનો મોટો સુધારક (રાજ્ય કર્તા) છે.[6], (૧૫) અને હું તને જાહેર કરૂં છું કે પાયમાલીની આશમોગી એક ચોપગાં વરૂ મીસાલ છે, કે જે[7] દુન્યાને અવ્યવસથામાં મેલે છે[7] [યાને, તે પોતાની હીલચાલથી તે (દુન્યાના લોકોને) આડે માર્ગે લઇ જાય છે,] અને એ તે છે જે તાલેવંતોને ત્રાસ આપે છે[8] [યાને], એક ખુની હાથે[9] [તેની દોલત લુટી લીએ છે], ને ઉંચ રહેઠાણો[10], દુન્યાના (લોકોના રહેવાના) મકાનોને, ઘોંટાલામાં મેલે છે. (૧૬) પણ બુરી[11] દેવપરસ્તી (અને) અપ્રમાણીક નાલેશી ઉપરાંત ભયંકર ઝગડો[12] ખચીત તે દેશમાં વ્યાપી રહે છે; અને જ્યાં સુધી તેઓ (લોકો) તે દસ્તુર જે મીનોઇ–રાહનુમા છે. જે

---

૧. **અવિસ્પાર્દ.**

૨. **દેશ્ચૂન્ત.**

૩. અવ૦ **સાસ્તર** સં૦ शास्तर, "રાજ કર્તા." બોલેબોલ અર્થ, "એક દેશનો રાજકર્તા તેને તનદરોસ્ત રાખવા માટે છે."

૪. **અરફુતગ,** અસલ અર્થ, "(હદની બાહેર) નહી ગયલું."

૫–૫. **આઝાદ તઓખમગ.**

૬–૬. એટલે જે, તે (પુરૂષો) દેશના સર્વથી સરસ સમારનારા યા સુધારકો છે.

૭. **મૂન ઝક ગેહાન ફ્રાજ ચેહબૂનેદ ઓલ વતંગ તાશિશ્નીહ.**

૮. **વીમારીનેદ;** ફા૦ **બીમાર** પણ કોઇક વેલા "દુખ," "સંકટ" એવે અર્થે વપડાય છે.

૯. **ખુનિશ્ન દસ્ત;** દો૦ વેસ્ત એને **ખુનીઆન દસ્ત** વાંચે છે, યાને "ખુનીને હાથે." કદાચ એ **ખૂનીગાન દસ્ત** હોય, **યા ખૂન ચેહવૂન દસ્ત** "લોહીનો ગગરતો હાથ."

૧૦. **મદમ કતરૂનિશ્નીહ.**

૧૧. વાચો: **દએવ–નીયઇશ્ન.**

૧૨. **અવારૂન અનાશ્તીહ,** "અપ્રમાણીક ઝગડો," "દુષ્ટ મારામારી."

સુભાખીત[1] વકતા, જે સાચો ઉપદેશક છે, જે અશો તનૂ-સર (છે), તેને કબુલ[2] નહી રાખે ત્યાં સુધી તે ભયંકર ઝગડો, બુરી દેવપરસ્તી અને અપ્રમાણીક નાશેશી (તે દેશમાંથી) દુર થતાં નથી.[3] (૧૭) અને જ્યારે અશો તનૂ-સર, તે સુભાખીત વકતા અને સાચા ઉપદેશકને, તેઓ (પોતાના) ધર્મના વડા તરીકે કબુલ રાખશે, ત્યારે દેશના તે (લોકો) જેવો છુટકારો[4] ઇચ્છે છે તેવોજ તેઓને તે મલે છે, અને ઝરથુશ્ત્રી દીનથી (ભિન્ન) માણસોને ગેરકાયદે આડે માર્ગે લઇ જવાથી[5] (તે છુટકારો તેઓને મલતો) નથી.'''

(૧૮) અને દીન સમારનાર આદરબાદ, માહરેસ્પંદનો બેટો, ફ્રયાંનની[6] (ઓલાદ)નો એક નબીરો હતો, (અને તેના) કુટુંબ સાથ ઇરાની બોરેહના ઉંચ જોડાણના ખવાસ[7] માટે દીનમાં (આ પ્રમાણે) પણ જાહેર છેઃ— "જ્યારે તુરાનીઓના નબીરાઓ અને ઓલાદવાલાઓથી[8] અષોઇ બુલંદ થશે,[9] જયારે ફ્રયાન લોકોથી (તે) ઉંચે થયલી જાહેર થશે[10] [યાને, જયારે

---

૧. પૂર ગૂફ્તાર; પૂર એટલે "સંપૂર્ણ," "પૂરેપૂરં," "તમામ."

૨. પેહબુન્દ પદીરિશ્ન, "તેઓ કબુલાત આપે છે."

૩. અવીસાઇહેદ, અસલ અર્થ, "નાશ પામે છે."

૪. બએશાઝીનિશ્નીહ.

૫. લા આઇનીનગ.

૬. ફ્રયાન નાફ. એ ફ્રયાનો ઇરાની શીમા ઉપર વસતો એક તાયફો હતો જે જાતે તુરાની હતો. તેઓ ઇરાનીઓ સાથ મીત્રાચારી ધરાવતા હોવા જોઇએ અને તેઓએ જરથોસ્તી ધર્મ અખત્યાર કીધો હતો એમ અષો ઝરથુસ્ત્રના લખાણ ઉપરથી દીસે છે. દીનકર્દના આ લખાણ ઉપરથી માલમ પડે છે જે આદરબાદ માહરસપંદાન એ ફ્રયાન ટોલાંમાંથી ઉતરી આવેલો હોવો જોઇએ. ઇરાનીઓને શક ઉત્તપન થતો હશે કે ફ્રયાન જેવા તુરાની લોકોથી ઉતરી આવેલો એક નબીરો આદરબાદ માહરેસપંદાન આટલી બધી પરહેજગારી અને દીનની દાઝ કેમ દેખાડી શકે; તેથી દીનકરદનો લખનાર પોતાના ટેકામાં આ ફકરામાં આવેલો ગાથાનો વાકય ટાંકે છે. એ વાકય હા ૪૬-૧૨ નો પહલવી તરજુમો છે (જુવો વેસ્ત, સફો ૨૬૨.) ડો૦ વેસ્ત એ શબ્દોને ફ્રયાન નાફ નહી વાંચતાં પુરસીશ્ન વ વાચ વાંચી, "સવાલો અને વચનો" અર્થ કરે છે.

૭. ચીગૂનીહ.

૮. નફ્તગાન; ગાથાનો પહલવી તરજુમો આપતાં ડો૦ મીલસ એને નફ્તેશો વાંચે છે. નાફાન અને નફ્તગાન એ અવસ્તા નપ્ત્યએશૂ નફ્શુચાનો પહલવી તરજુમો છે, એ બન્ને શબ્દો સૌ૦ નામ શબ્દ સાથ સંબંધ રાખે છે જેનો અર્થ "નસલ" થાય છે.

૯. લાલા યેહમતૂનેદ.

૧૦. ગૂફ્ત; અવસ્તા અઓજયએશૂનો પહલવી તરજુમો હોય.

તે ત્યાં તેઓથી[1] કબુલ રખાયલી છે], ત્યારે અષોઇની હાડમંદ દુન્યાંને સંપુર્ણ[2] મનશ્નીથી[2] તેઓ આગલ વધારે છે, અને દુજને (તેઓ) તંગીમાં[3] લાવે છે[3]; અને, અએ ઝરથુશ્ત્ર! તેઓ (યાને તે તુરો તથા ફ્ર્યાંન લોકો), પણ (હમ), બહ્મન (અમશાસ્પંદ) ઉપર આધાર રાખે છે[4]; (અહુરમઝદના[5]) કલાઓમાં તેઓની ખુશાલી (છે). (૧૯) ઝરથુશ્ત્રનો જન્મ હમો જેઓ અમશાસ્પંદો છીએ તેઓથી છે; હમો જેઓ અમશાસ્પંદો છીએ તેઓ તને આ પ્રમાણે બક્ષેશના કરનારા છીએ.''

---

૧. એટલે, ફ્ર્યાંનોથી.

૨–૨. એ અવસ્તા **આરમઇતિ**નો પહલવી તરજુમો છે, જેનો અર્થ ''નમ્રતા'', ''ભક્તિ'' થાય છે.

૩–૩. અવસ્તા **થ્વક્ષંધ્હા** શબ્દનો એ તરજુમો હોય એમ લાગે છે. હાલના મોજુદ પહલવી તરજુમામાં એ શબ્દનો અર્થ **પવન** તૂક્ષાગીહ, યાને ''કોશેશથી'' આપયો છે.

૪. અવ૦ **અઇબિ મોઈસ્ત.**

૫. આ શબ્દ ગાથામાં મલે છે, હયાં જતો રહયો છે. આ આખો વાકય જે ગાથામાંથી ટાંકીઓ છે તે એટલા માટે અગત્યનો છે કે તે દેખાડે છે કે જે શાહદતોને પૂરાણા અવસ્તામાંથી દીનકર્દના લખનારે ટાંકી છે તેઓ સીદ્ધ કરે છે કે તે જમાનામાં અવસ્તાની જુદી જુદી આવૃત્તિઓ હતી અને તેઓના પહલવી તરજુમાઓ પણ અનેક હતા. આપણી પાસ જે અવસ્તા અને પહલવી રહી ગયાં છે તે માત્ર તેઓમાંની એક આવૃત્તિ છે. વળી કોઇ વેળા લખનાર પોતાનો તરજુમો પણ આપતો હોવો જોઇએ. આ અવસ્તા વાકય અને તેનો પહલવી તરજુમો આપણી પાસે નીચે પ્રમાણે જલવાઇ રહયાં છે:—

## અવસ્તા.

હયત્ ઉસ્ અષા નપ્તએષૂ નપ્તુચા તૂરહયા ઉગ્રજેન્ ફ્ર્યાનહયા અઓજયએષૂ આમ્રતોઇષ્ ગએથાઓ ફ્રાદો થ્વક્ષંધ્હા અત્ ઇશ વોહૂ હેમ્ અઇબી મોઇસ્ત્ મનંધ્હા અએઇબ્યો રફ્રેધ્રાઇ મઝ્દાઓ સસ્તે અહુરો.

## પહલવી.

અમત લાલા યશરાએઇહ મિન નાફ્રાન વા નફ્તગાન ઈ તૂરાન અઓજેદ પવન ફ્ર્યાનાન ઝક ગૂફ્ત [અઇઘ તમા પદીરિશ્ન યેહવૂનેદ], પનવ બૂન્દગ મીનિશ્નીહ ગેહાન ફ્રાજ યેહબૂન્દ પવન તૂક્ષાગીહ; અએદૂન ઓલા–શાન હમ પવન વહૂમન કૂન્દ [પવન ફ્રારૂનીહ]. ઓલા–શાન ઝક ઇ અઉહરમઝદ રામીનીદારીહ યેમલેલૂન્દ [ઝક મનદવમ યેમલેલૂન્દ ઝીઅશાન રામીનીદારીહ અઝશ યેહવૂનેદ].

(૨૦) આદરબાદ[1], ફ્રષ વક્ષનો[2] નબીરો હતો (અને) નેક બખ્ત (હતો); એને માટે પણ કહેવામાં આવ્યું છે કેઃ—"તે લોખંડી જમાનો[3] કે જેની અંદર તે (મહાણ) પુરૂષ અવરેથબાઓ[4], સંપત્તિનો સમારનાર, પવીત્રાઇને વધારનાર, સંસારમાં[5] એક ચઢતો દરજ્જો ભોગવનાર, માહરેસ્પંદનો પુત્ર આદરબાદ (છે તે) જનમશેઃ—"હું દીનના સુધારક આ (અએ) કે જે પવિત્ર ફરોહરવાલો અવરેથબાઓ હતો તેને પણ યાદ કરૂં છું?[6]"

(૨૧) અને મીનોચેહેરના[7] નબીરા, અને આદરબાદના નયાગાન, નેક બખ્ત વકએદ્રગ-દહ[8]ને (માટે) આમ કહેવામાં આવ્યું છેઃ—"અવરેથબાઓ તે (વકએ

---

૧. આદરબાદ, શાહપૂર બીજાના રાજ્યમાં જાણીતો થયો હતો જેને ઇ. સ. ૩૦૭–૩૭૯ માં રાજ કીધું.

૨. એ નામ **ફ્રવરદીન યશ્ત,** ફકરા ૧૦૯ માં આવે છેઃ **ફ્રષવક્ષહે અષઓનો ફ્રવષીમ યઝમઇદે.** એ આદરબાદનો ન્યાગાન હોય એમ લાગે છે. શબ્દોને છેડે આવતો પહલવી તૂમ પ્રત્ય કોઇક વાર અવ૦ **તેઓખ્મ**ના બીજા રૂપ તરીકે વપડાય છે. એમ લેતા એ શબ્દોનો અર્થ "ફ્રષવક્ષનાં કુટુંબનો" થાય.

૩. સરખાવો ફાર્સી **ફૂલાદ,** "પોલાદ". પહલવી લખનારાઓ પ્રમાણે દુન્યાં ત્રણ તબક્કામાંથી પસાર થઇ ગઇ છે. (૧) સોનેરી, (૨) રૂપાનો અને (૩) ત્રાંબાનો; હાલ આપણે ચોથા યાને લોખંડી જમાનામાં છીએ જે છેલ્લો તબકકો છે.

૪. આ નામ અવસ્તા હરફે લખેલું મલે છે. આ અને ઉપલા ફકરાઓ ઉપરથી દીસે છે જે આ અવરેથબાઓ તેજ પુરૂષ છે જે આદરબાદ માહરસ્પંદના બેટા ઝરથુશ્ત્ર તરીકે જણાયલો છે. "અંદોઝે આદરબાદ" નામની પંદનામાની કેતાબ આદરબાદે પોતાના આ બેટા ઝરથુશ્ત્રને કેળવણી આપવા માટે લખી હતી. સાસાની પાદશાહ શાહપુર બીજો, જે ઇસ્વી સન ૩૦૯–૩૭૯ માં રાજ કરી ગયો, તેનો દસતુરાન દસ્તુર તથા વડો વજીર આદરબાદ હતો. અવસ્તામાં, ફ્રવર્દીન યશ્ત હા ૧૦૬ માં, રાસ્તરે વંઘહંતના બેટા અવરેથબાઓને યાદ કરવામાં આવે છે. દો. વેસ્તે એ અવરેથબાઓને આદરબાદ માહરેસ્પંદના બેટા ઝરથુશ્ત્ર જેનું નામ પણ અવરેથબાઓ હતું તેની સાથે ભેલી નાખે છે. આ અનુમાન કબુલ નહી રાખવાને માટે મુખ્ય બે કારણો છે. (૧) **ફ્રવર્દીન યશ્ત**માં આપેલાં નામોની ટીપ, જ્યાં સુધી એ નામો આપણે ઓલખી શકીએ છીએ ત્યાં સુધી, તે શખસોના જમાનાને અનુક્રમે આપી હોય એમ લાગે છે. એ સબબને લીધે રાસ્તરે વંઘહંતનો બેટો અવરેથબાઓ પેગામબર પછીના નઝદીકના વખતમાં કોઇ મોટો પુરૂષ થઇ ગયલો હોવો જોઇએ. (૨) **ફ્રવર્દીન યશ્ત**માં આવતાં નામોમાં કોઇપણ સાસાનીયન જમાનાને લગતું હોય એમ દીસ્તું નથી. જો આદરબાદના બેટા ઝરથુશ્ત્રને એ યશ્તમાં યાદ કરીઓ હતે તો અરદશીર બાબગાન અને તનૂ-સર જેવા ધર્મના સમારનારાઓને જરૂરજ યાદ કીધા હતે.

૫. **હનજમનીગ.**

૬. એ **ફ્રવરદીન યશ્ત**માંથી ટાંકેલું છે.

૭. બુનદહિશ્ન, બાબ ૩૩ માં, આદરબાદ, તેમજ બીજા દસતુરોની, વંશાવલી આ માનુશચીહરથી ઉતરી આવેલી જણાવેલી છે. એ માનુશચીહરને કોઇક વેલા કયાનીયાન શાહ માનુશચીહર સાથ ભેલી નાખવામાં આવે છે પણ એ બે શખસો જુદાજ છે.

૮. આ નામ કેમ વાંચવું તે સમજ પડતું નથી. કદાચ એ **વકએદ્રુગ-દા** હોય, અવ૦ **વખેદ્રો-દા.** એ નામ બીજે કેકે મલતું નથી અને એ શખસ કોણ હતો તે કહેવું મુશકેલ છે. **જમીઆદ યશ્ત,** ફકરા ૪ થામાં **વખેદ્રકએ** નામ એક પહાડને માટે આવે છે.

દ્રગ,–દહ)થી (અવતરેલો) હતો''; અને એ (વકએદ્રગ—દહ)થી દીનના શત્રુઓ અને મોટા નાસતિકો, જેઓને મઝદગીબી[1] કહેલા છે, (તેઓ) પણ (અવતરશે). (૨૨) તેઓને માટે પણ એમ કહેવામાં આવ્યું છે જે:—"અએ ઝરથુશ્ત્ર! મારી આ દીન ઉપર સાવચેત[2] નેગાહ રાખજે [(યાને), તેની ઉપર અતી (કુબદ) લક્ષ આપજે] તે વખતે કે જ્યારે ઘણા (લોકો), અધર્મીઓની શીખવણી ઉપરથી, આથવનના અષોઇ અને પેશાને ગુનાહથી નીરાલો (મોઢેથી) બોલીને જાહેર કરશે (ખરા), પણ[3] (ખરેખર તો) તેઓ (એ ચીજોથી) અજ્ઞાન છે અને તેઓને ઝાઝી પાલતા નથી." (૨૩) માઝદયસ્નની દીનમાં આ (જાહેર છે) કે:—"દીનને પુખ્ત રીતે પાલજે અને તેઓ, યા (વ) તેઓમાંનો કોઇબી, જેઓ[4] તમામ હાદમંદ દુન્યાને ખરાબ કરનારા છે[4], અને અષોઇ જે હસ્તી ધરાવનાર પ્રાણીઓના સર્વથી શ્રેસ્તને માટે છે તેના નેમેલા કાયદાઓ[5] પાલતા નથી[6], તેઓને માટે મુકતી ઇચ્છજે; અને માઝદયસ્નોની દીન એવી છે; (પણ) તેઓ પોતાની જાતને છુટાપણું આપે છે, તેઓ પોતાને માટે કામોને જાહેર કરે છે, અને પોતાનાઓને (તેનો) હીસસો

૧. મઝદગ નામના નાસ્તીકના ચેલાઓ; માની કે જેને ઇ. સ. ૨૭૬–૭૭ માં મારી નાખવામાં આવ્યો હતો તેનો એ શીષ્ય થાય એમ માનવામાં આવે છે. મઝદગને ઇ. સ. ૫૨૮ માં મારી નાખવામાં આવ્યો હતો. આ ફકરા ઉપરથી દીસે છે જે માની તથા મઝદગ ઉપરાંત તેઓની બે સદી અગાઉ એક ત્રીજો મોટો નાસ્તીક ફીલસુફ ઇરાનમાં થઇ ગયો જે આદરબાદ માહરસ્પંદના વખતમાં જણાયલો હતો. એ માનીનો કોઇ શાગેરદ હોય.

"મઝદક કહેતો હતો કે, ખુદાની મેહરબાનીથી સઘલા માણસો સરખી પંકતીએ જન્મ લીએ છે, કોઇ પણ પોતા સાથે માલમતા, બીજાઓ કરતાં જાસતી ધરાવવાનો ખુદરતી હક લાવતું નથી. માલમતાની માલેકી તથા લગન એ ખુદાની મરજી ઉપરાંત માણસોએ હસતીમાં આણેલી અવસ્થાઓ છે. ખુદાની મરજી તમામ ભલી વસતુઓને બધાં માણસોમાં સરખી રીતે વહેંચવાની છે તથા અમુક માણસને અમુક બાયડી આપવાની વીરૂધ છે. જે કોમોમાં માલમતાની માલેકી તથા લગનનો રેવાજ છે તેમાં માણસો પોતાના જાત ભાઇઓ પાસ ખોટી રીતે રહેલી તમામ વસતુઓમાં ભાગ લઇ પોતાના ખુદરતી હકો ભોગવી શકે. વ્યભિચાર, અનીતી, ચોરી, એ કાંઇ ગુનાહો નથી, પણ એ સંસારમાં ખુદરતના કાયદાઓ ફરીને સ્થાપવાના પગલાંઓ છે. તે દુધ, પનીર તથા ઇંડાં સીવાયના બીજી જાતના માશના ખોરાકથી પરહેજ રેહવા તથ. પોષાકની સાદાઈનું શીક્ષણ આપતો." (જુવો રોલીનસન, સફો ૩૪૩).

૨. હૂમીનિશ્ન, અસલ અર્થ "ખરાં દીલથી."

૩. વ.

૪–૪. બોલેબોલ તરજુમો, નાસ્તીકો "જેઓ હાઉમંદ દુનીઆમાં સામે થનારા થય છે તેઓ."

૫. આઇન–આઓમંદ, બોલેબોલ અર્થ "નીયમસરના."

૬. અગિરિફ્તાર, "પકડાયા વગરના."

બક્ષે છે. (૨૪) ખાધ ખોરાકીના (સવાલ) વીશે તેઓ સંભાલ રાખે છે, જેથી તેઓ એમ કહે છે કે ખોરાક (માણસની) ભુખના પ્રમાણમાંજ લોકોને આપવો; પ્રજા ઉતપતિ માટે કહેવામાં આવ્યું છે કે વંશનું ઉતરવું તેઓ માતા તરફથી જાહેર કરે છે; અને વરૂના જેવા[1] હુવસ વીશે તેઓ જાહેર કરે છે કે, જેબી કાંઇ વરૂઓ મીસાલ તેઓ કરે (તે) પોતાની ઇચ્છાઓને રસતો આપવા સારૂ તેઓએ કરવું જોઇએ; તેઓનું બચ્ચું વરૂનાં બચ્ચાં પેઠે, માતા પ્રમાણે છે. (૨૫) કુટુંબનો સીલસીલો તેઓ માતાથી ગણે છે; ઢોરોની પેઠે તેઓ એક બાઈડીને ખરીદે; જે બચ્ચાં (તેઓને પેટે) પુત્ર-ભાઇઓ તરીકે (અવતરે છે) તેઓને તેઓ જવાન અબળાઓ[3] પાસે લઇ જાય છે, (અને કહે છે જે):—'તમને આ (બચ્ચાંઓ) માતા તરીકે (**ઓલ અમીહ**)[4] હુમોએ અર્પણ કરીઆં છીએ, તમારે માતા સીવાય બીજી કોઇ પણ રીતે એઓ સાથ સંબંધ રાખવો એ બનવાજોગ નથી!' વર(નીરંગ)ની ક્રીયા જ્યારે કોઇ તેને જાહેર રીતે શરણ થાય છે [જેમાં તે પોતાને (ગુનાહથી). છોડવે છે] ત્યારે પણ તેઓ તેમાં ઇતબાર રાખતા નથી; તેઓ પોતાના બચ્ચાંના બાબમાં ખોટા સોગંદ ખાય છે[5], જેથી મીથ્રોદ્રૂજી[6] (યાને કોલ તોડવાનો ગુનાહ) તેઓથી ઘણો (**મદમ**) પેદા થાય છે, અને વળી તેઓ પોતાના બાબમાં પણ (ખોટા સોગંદ ખાય છે)."

---

૧. અસલ એબારતમાં ગૂર્ગીહ ખુનેન્દ, "તેઓ દુષ્ટપણે વરૂની પેઠે વરતે છે."

૨. આવી જાતના માતા તથા બેટી સાથના જોડાણથી જે બાલક અવતરે તેને માટે આ "બેટો-ભાઇ" શબ્દ ખુદરતી રીતે વાપડી શકાય.

૩. **બર**, ફા૦ **બર**, "એક જવાન અબલા", ઘણું ખરૂં અવસ્તા **બરેથ્રિ** ઉપરથી નીકલેલો એ શબ્દ છે. **બર**નો અર્થ "સોડ" અથવા "ગોડ" પણ થાય છે જે અવસ્તા **વર**ને મલતો છે. કોઇ પારકા દેશની ફીલસુફી, જેમાંથી લગનની મોતેબરી નીકળી ગઇ હોય, તેવી ફીલસુફીનો પ્રસાર આ જમાનામાં ઇરાનમાં થયો હોય એમ દીસે છે.

૪. પહલવી **અમ**, "માતા".

૫. બોલેબોલ તરજુમો, "પોતાના છોકરાંઓ બાબે તેઓ બીજાઓને ઠગે છે". આ ફકરા માટે વેસ્ત કહે છે:—અવસ્તાના પહલવી તરજુમામાંનો આ ઇસારો ચોથી અને પાંચમી સદી, જ્યારે નાસતીક વીચારો લોકોમાં જાયજ હતા અને ખરો જરથોશ્તી ધર્મ પડી ભાંગો હતો, તે વેળાના ઇરાની લોકોની હાલતને ઘણો લાગુ પડતો છે. એ બદી હમેશા ગુલામગીરીને લાગુ પડે છે.

૬. મીથ્રોદ્રુજીનો ગુનાહ એટલે કોલ તોડવાનો ગુનાહ તેમાં ખોટા સોગંદ ખાવાનો ગુનાહ પણ સમાઇ જાય છે.

(૨૬) કોબાદના બેટા અમર્ગ રવાનવાલા ખુસરોએ[1] દીન સુધારી (**આરાસ્તારીહ**) તેને માટે તે[2] અત્રે જણાવે છે જે:—"જ્યારે તેઓ (દુન્યાના લોકો અષોઇમાં) પછાત પડે છે, ત્યારે એક (મહાણુ) પુરૂષ જન્મશે જે અષો, અમર્ગ રવાનવાલો (થશે), જે એક જેબદાર જબાનવાલો[3] (અને) વીદ્વાન પુરૂષ (નીકળશે), કે જેના વચનો સાંભળવાને લોકો એકઠા (થશે), યાને કે, જેબી કાંઇ તે બોલશે તે સત્તાથી બોલશે, (અને) જયારે તે ઇનસાફ આપે છે ત્યારે તે એવી રીતે આપે છે કે ગુનેહગારોને(જ) તે શીક્ષા કરે. (૨૭) ખચીત[4] તે દબાણુ[5] કરે છે; તે અંજુમનમાંથી તે યોદ્ધાને નીહાલનારાઓ, જયારે એતેફાકે (તેઓની) સનમુખ તે પોતાને મેલે છે,ત્યારે તેઓ તુરતજ ખુશી થઇ જાય છે[6]; જે પ્રમાણે હાલ જેઓએ દીનને લગતું ડાહપણ ફેલાવી નાખયું છે તેઓ સંકટના છોડવનારા સ્પીતમોના (ઝરથુસ્ત્ર)ને

---

૧. ખુસરો ૧ લો જેને ઇરાન ઉપર ઇ૦ સ૦ ૫૩૧ થી ૫૭૮ સુધી રાજ કીધું. એના બાપ કોબાદના રાજ્યમાં મઝદગ નામનો મોટો દીન દુશમન ઉભો થયો જેનું ચલન દરબારમાં બહુ હતું. પરંતુ મઝદગના છુટા વીચારો જેમાં તે પૈસો તથા મીલકત, ખોરાકી તેમજ કુટુંબ કબીલો સરખે ભાગે દરેકને વહેંચી આપવા શીખવતો હતો તે ઇરાન જેવા ધારમીક દેશને માફક આવ્યા નહીં. પરીણામે દરબારના ઉમરાવો તથા મોટા દાનેશમંદ મોબેદો મઝદગની સામે થયા અને તેને મારી નખાવ્યો. ખુસરો તે વેળા ગાદીવારેસ શાહજાદો હતો અને મઝદગની ફીલસુફી તોડવાને તેને મોટો ભાગ લીધો. મઝદગે જે સવાલ ઉભા કીધા હતા તેનો નીરણય આણવાને તેને દાનેશમંદોની અનજુમન બોલાવી. મઝદગ અને તેના અધર્મી ફીલસુફીનો એ અનજુમને તકરાર કરી છેડો લાવ્યો (ઇ૦ સ૦ ૫૨૮–૯). આજ વખતે અવસ્તાના ૨૧ નુસકોના પહલવી તરજુમા અને શરેહની છેલ્લી આવૃત્તિ થઇ હોય એમ માનવામાં આવે છે.

૨. દીન.

૩. હૂઝવાન–**ખીનીદાર;** સરખાવો અસલી ફા૦ **ખીનીદન** "સનગારવું" અવ૦ **ખન,** "પ્રકાશવું." ડો૦ વેસ્ત એનો તરજુમો "સખુનને કબુલ રાખનાર" કરે છે.

૪. વાંચો: **બાસ્તાન,** સરખાવો અવ૦ **બાઇધિશ્ત,** "ઘણુંજ ખચીત;" અને ફારસી **બાસ્તાન,** "અસલના વખતમાં."

૫. **પ–ફ્રષારેદ, પવન ફ્રષારેદ**ની વટી, સરખાવો ફારસી **ફ્રષાર્દન,** "દાબવું," "દબાણ કરવો." દો૦ વેસ્તનો તરજુમો:—"(દીનને) ગુંચવાડામાં નાખનારાઓ હમેશાં ગુચવાડો કરે છે (**પેચ શારીદન**) તેની તે વીરલાને ધાસ્તી છે." આ ફકરો ગુંચવાડા-ભરીઓ છે.

૬. બોલેબોલ તરજુમો, તુરતજ તેઓ પોતાની બેઠક લીએ છે.

લીધે સંકટના છોડવનારા (**સીજ–દાગ**) છે, તે પ્રમાણે તે માણસો જેઓ અશોને મારનાર હતા તેઓબી સખી (**દાતાર**), (તથા) દુખના ભંગ કરનાર તેનેથી થાય છે."

(૨૮) **નવશીરવાનને**[1] માટે પણ, આશમોગોના સરદાર ઉપર જીત મેલવવાને વીશે, તે (દીન) આ પ્રમાણે જાહેર કરે છેઃ—"અએ સ્પીતમના (ખાનદાનના) ઝરથુશ્ત્ર! સામતી રીતે લેતાં હું તને કહું છું કે તેઓના જમાનામાં તે (શખસ) જે એક જાણીતો મીત્ર છે તે એક નાસ્તીક (થશે) અને તે અષોનો[2] તેમજ દવંદોનો સર્વથી મોટો ઠગ[2] (નીવડશે); નવશીરવાન લશકરોનો સરદાર[3] (અને) પ્રાણીઓ, તે પ્રાણીઓ જેઓ અષો છે, તેઓને ઉંચ પંકતી ઉપર મુકનાર (**અક્રાજ**) થશે, જેથી તેઓ[4] પોતાના રવાનને અમર્ગ[5] બનાવવાને કાજે પોતાના ખરે કામે જશે; કારણ કે સઘલાં સાચાં કાર્યોનો મદાર,[6] અને રાસ્ત જવાબો ઓચરનાર નવશીરવાન (પાદશાહ) છે."

૨૯. અને ઇરાન સરજમીનની પાદશાહીના અને દીનના તારાજ કરનારાઓના આવવાની ઇધાની માટે એક નામીચો મોજેજો થયો હતો, (જે વીશે) તે આ પણ કહે છેઃ—" ત્યારે, અએ ઝરથુશ્ત્ર! જયારે દેશને ખરાબ કરનારના (આવવાની) પહેલી નીસાની જાહેર થાય છે, ત્યારે દેશમાં જુલમગારો વધુ કીનાથી મારનારા અને અક્ષમાવાન[7] થાય છે; અને તે સબબને

---

૧. કેસરા નવશીરવાન યાને નવશીરવાન આદેલને માટે અતરે ઇસારો લાગે છે. એ પાદશાહેબી દીનની ઉન્નતિ માટે ઘણું કરીઉં હતું.

૨–૨. **યશરૂબ–ગન.**

૩. **હુએનાદાર;** અવ૦ **હુએના,** સં૦ સૈના, "લશકર." એ શબ્દ **ખએનાદાર,** "સીનગારનાર", " સુધારક ", " પ્રકાશ લાવનાર " બી વાંચી શકાય. અવ૦ **ખન** " પ્રકાશવું." ડા૦ વેસ્ત એને **અયુખ્તાર,** " કાબુ રાખનાર " વાંચે છે.

૪. યાને, દુનીઆંના લોકો.

૫. **અનઓષગ–રૂબાંન** (અમર્ગ રવાનવાલો); એ નવશીરવાન નામનું પહલવી રૂપ છે; એ શબ્દ એ અર્થ દેખાડે છે.

૬. **પતવસ્તાર,** "સાથે જોડનાર", "સંબંધમાં લાવનાર."

૭. આપણા વીચાર પ્રમાણે ગુનાહની માફી બખશવી એ એક ખરો પાદશાહી ગુણ છે.

લીધે જેઓ દેશને ખરાબ કરનારા (છે) તેઓ ઘરને, ગામડાંને, શેહરને તથા દેશને અને હરકોઇ જગયા જેમાં દેશના ખરાબ કરનારને કાંઇ પણ શીક્ષણ મલે, તેને ઇજા પોંહચાડે છે; અને તેથી તે શખસ જે દીર્ઘ દ્રષ્ટિવાલો[1] અને હોશયાર (છે), તે તેની દેશની ઉપર તપાસ રાખે છે, જેથી કરીને તેના બુદ્ધિબળથી દેશને જ્ઞાન મલે.

(૩૦) ત્યાર પછી જ્યારે દેશના ખરાબ કરનારના (આવવાની) બીજી નીસાની જાહેર થાય છે...........[૨].

(૩૧) ત્યાર પછી જ્યારે દેશના ખરાબ કરનારના (આવવાની) ત્રીજી નીસાની જાહેર થાય છે, ત્યારે આથોરનાન વર્ગ વગર સમજે[૩] તાહેલું કરે છે [યાને કે, તેઓ કાંઇ પણ ચીજ અકલથી બોલતા નથી]; તે સબબ-સર[૩] તેઓ (લોકો) તે (આથોરનાનોને) કબુલ રાખતા નથી, અને, તે પણ, જ્યારે તેઓ સાચું બોલતા નથી ત્યારે; (પણ) દેશના ખરાબી કરનારાઓ તેઓ ઉપર એતેકાદ રાખે છે; અને એ કારણસર જેઓ દેશને ખરાબ કરનારા (છે) તેઓ ઘરને, ગામડાંને, શેહરને તથા દેશને, અને હરકોઇ જગયા જ્યાંથી તે દેશના ખરાબ કરનારાને, કાંઇ પણ શીક્ષણ મલે, તેને ઇજા પોંહચાડે છે; અને તેથી તે શખસ જે દીર્ઘ દ્રષ્ટિવાલો અને હોશીઆર (છે), તે તેની ઉપર તપાસ રાખે છે, જેથી કરીને તેના બુદ્ધીબળથી દેશને જ્ઞાન મલે.

(૩૨) ત્યાર પછી જ્યારે દેશની ખરાબી કરનારનાં આવવાની ચોથી નીસાની જાહેર થાય છે, ત્યારે ઇંજેલા આતશો[૪] અનદીથ થઇ જાય છે[૫] અને પરહેજગાર પુરૂષો પણ (તેમજ) થાય છે, જેથી તેઓ તે આતશો ઉપર, ચોકી રાખતા નથી; તેઓ રદ[૬] આગલ પવીત્ર આબ[૭] લઇ જતા નથી; તેઓ (કે જેઓ) દેશની ખરાબી કરનારા (છે), તેઓ (જોર) પકડવા

---

૧. **વીનાગ**, "જોવું"; અવ૦ **વિન**, ફારસી **બીનીદન**, "જોવું."

૨. અસલ નકલમાંથી એ ફકરો જતો રહયો છે. એ ફકરામાં નાશ કરનારના આવનારની બીજી નીસાનીનો અહેવાલ આપેલો હશે. દો. વેસ્ત ધારે છે જે એ નીશાની રથએશ્તાર યાને લડવઇયાઓની ખરાબીની હોવી જોઇએ.

૨. **અ-વિચીદાર**, "અવીવેકી."

૩. **હના રાએ મા,** બોલેબોલ અર્થ "આ કારણથી કે ..........."

૪. **અવબરીશનીહ;** અસલ ફારસી, **અવબાર,** "ભશમ કરી નાખતો આતશ."

૫. અવસ્તા ધાતુ **વઝ**, "ઉડવું."

૬. યાને, દીનનો ધર્મગુરૂ, પૃથ્વિ ઉપર ખોદાનો પ્રતિનીધી.

૭. **ઝઓસ;** અવ૦ **ઝઓથ**, "પાણી, દુધ વીગેરે જે યઝદોની ક્રીયામાં મુકી તેઓને અર્પણ કરવામાં આવે છે."

થકી[1] રહોને આશોદાદ આપતા નથી; અને તે સબબસર વલી તેઓ કે જેઓ દેશના ખરાબી કરનારા (છે) તેઓ ઘરને, ગામડાંને, શહેરને તથા દેશને, અને હરકોઇ જગયા જેમાંથી તે દેશના ખરાબ કરનારને કાંઇપણ શીક્ષણ મલે તેને, ઇજા પહોંચાડે છે; અને તે શખસ જે દીર્ઘ દ્રષ્ટિવાલો અને હોશીઆર (છે) તે તેની ઉપર તપાસ રાખે છે, કે જેથી કરીને (તેના) બુદ્ધીબળની મદદ વટે દેશને જ્ઞાન મલે.

(૩૩) ઇરાની રાજ્યની પડતીને[2] માટે પણ તે આ પ્રમાણે કહે છે કેઃ—"અએ ઝરથુસ્ત્ર! તે બદીનો કરનાર[3] પોતે તે દેશના લોકોને ગુમરાહીની[4] હાલતમાં મેલશે, જેથી કરીને તે મજબુત પાદશાહતની હસ્તીથી (હઇતિ) જેઓ જીવે છે તેને તે તદન ટુકડા કરી નાખશે; અને ત્યારે[5] તે પરેજગાર પુરૂષોનો સંપુર્ણ મારનારો છે, ત્યારે[5] તેઓનો તે પોતાની મરજી પ્રમાણે પાયમાલ કરનાર છે. (૩૪) અએ ઝરથુસ્ત્ર! તે બદીનો કરનાર વલી ત્યાર પછી લાંબો વખત જીવશે નહીં[6]; તે ઉપરાંત, તેના વંશવેલાનો પણ અંત આવે છે[7] [એટલે, તેઓ પાયમાલ થાય છે]; વલી, અંધારી દુનીઆ જે ભયાનક[8] દોજખ છે, તેમાં તે રવાન પડે છે; અને ખુદ તેઓના[9] (બદ) કર્મોને લીધે, (અને) સમુલગું[10] પોતાનેજ લીધે, જયારે તેઓ તે આશ્રવન[11] જે મીનોઇ સરદાર (છે), જે ભપકાદાર વકતા[12] (છે), જે સાચા સખુન ઓચરનાર (છે), જે અશો (છે), તેને કબુલ રાખતા નથી, ત્યારે તેઓના શરીરને નહી વર્ણવી શકાય તેવું[13] દુઃખ ખમવું પડે છે.

---

૧. **બરા વબીદુન**, "જોર પકડવાને માટે;" "આબ જોરની ક્રીયા કરવાને માટે."

૨. **હુનચપિશ્ન.** ૩. **મર.**

૪. **ઓલ વદ્દંગ**; અવ૦, **વરેત** "ઉલટું કરવું." ૫-૫. "**અદીન...અદીન.**"

૬. **લા દેર આખર દેર-ઝીવેદ**, "ત્યાર પછી લાંબો વખત, તે લાંબો વખત જીવતો નથી."

૭. **નસેન્દ**, અવ૦ **નસ**, "કોહવું."

૮. **આદ્રંગ**; જુવો બાબ ૫ મો, ફકરો ૭ મો, નોત ૭ મી.

૯. એટલે, જેઓ બુરાઓ છે તેઓના. ૧૦. **હરવિસપીન.**

૧૧. **આસ્રવન**; અવ૦ **આશ્રવન.** વેસ્ત એને **અસ્રૂન**, "બંદીખાનું" વાંચે છે. પહલવી **અસ્રૂનતન**, "બાંધવું." ૧૨. **પૂર-ગૂફ્તાર.**

૧૩. **અદાદ**, અસલ અર્થ "આગળ નહી અપાયલું યા જાહેર થયલું". વેસ્ત એનો અર્થ "કઢંગો દેખાવનો" કરે છે. અસલ નકલમાં **અશ્ત** જેવો આકાર છે; એની પછી **અષાદીહ** શબ્દ આવે છે તે લખવામાં લખનારે ઠાપ ખાધી હોય અને પછી તે શબ્દ પાસે ખરો લખીઓ હોય અને એ ખોટો આકાર છેકી નાખતાં ભુલી ગયો હોય એમ બનવા જોગ છે. એ શબ્દ વગર પણ અર્થ બેસે છે.

(૩૫) તે બદ્દીનો કરનાર, અએ ઝરથુશ્ત્ર! આ તમામ હાદમંદ દુનીઆની દુન્યવી અને મીનોઇ સરદારી, જેને માટે હું આટલો સરસ રીતે લાયક છું[1], તેની તરફેણમા[2] તે[3] હીમતથી (ફ્રાજ) સામને થાય છે; (વળી) દુષ્ટ (અને) ખોટા ઉભા કીધેલા ધર્મોને પસંદ[4] કરવા યા કબુલ રાખવાની સામે તે થાય છે; તથા (સઘળા) દાદખાહો[5] જેઓ દોષીત હોય યા નીરદોષ હોય[6], જેઓ ગામડાંઓમાં[7] (પોતાના) અસલ સગાંવહાલાંઓને દુર વસવા દઇને તેઓને ઘણાં ગરજાઉ[8] અને કંગાળ બનાવે છે, તેઓના છુટકારાની[9] સામને (તે છે.)

(૩૬) અને જે દેશ ઉપર વલી અહરેમન ભટકે છે, તે દેશના લોકોને તે દરદ અને બીજી મુસીબતોથી નાશ કરે છે; અને વળી (બરા) તે દેશ નઝદીક કંગાળ ઝગડો, વળી, ગુનાહભરી બુત પરસ્તી, (અને) વળી, દુષ્ટ નાલેશી ઉત્પંન થાય છે. (૩૭) અને જ્યાં સુધી[10] તે (દેશના લોકો) તે કે જે (તેઓનો) મીનોઇ સરદાર, વક્તા, સાચો ઉપદેશક તથા અશો છે, તેને પોતાના આથોરનાન તરીકે (ઓલ) કબુલ રાખે[11] નહી, ત્યાં સુધી તે દેશમાંથી તે કંગાળ ઝગડો, અથવા ગુનાહભરી બુત પરસ્તી અથવા દુષ્ટ નાલેસી નાબુદ[12] થતાં નથી; અને જ્યારે તેને (એમ) કબુલ રાખે છે, ત્યારે તે દેશો જ્યારે તેઓ માગે ત્યારે છુટકારો મેળવે છે, અને, અએ ઝરથુસ્ત્ર! બીજી તેઓ તરફની કોઇ ગેર[13] રીતે (તેઓને એ છુટકારો મલતો) નથી."

(૩૮) અને (ઉપર) કહેલું છે તે એક વર્ણન છે[14] કે જેમાં ઘણી ચીજો (છે) જે ખેદકારક[15] (છે), (અને) જે વીશતાસ્પના (જમાના) પછીથી તે ઇરાની રાજ્યની

---

૧. અઇઘ લિ શપીર શાયીમ. જુવો ફારસી શાયીદન, "બંધબેસતું થવું," "લાયક થવું."

૨. પવન, અસલ અર્થ, "માટે." ૩. એટલે કે, ઉપર કહેલો મીનોઇ સરદાર.

૪. દએના--તાશિશનીહ વિચીર કર્દન વદ, બોલેબોલ તરજુમો, "જે દીન દુષ્ટ છે તેની બનાવતની પસંદગી." હયાં તાશીશનીગની વટી તાશીશનીહ ભુલથી આવ્યો છે; અવ૦ તશ, "આકાર આપવો," "બનાવવું."

૫. પતકારદારાન, "દાદખાહ." ૬. ફ્રવન્દાનીચ યશરૂબાનીચ.

૭. દુર-હસ્તીશન વિસ, પોતાનાં કુટુંબથી દુર રહેતા તાલેવંત લોકોને આ શબ્દ લાગુ પાડીએ છે. જેઓ પોતાના સગાવાહલાંથી દુર રહી, તેઓ સાથ સંબંધ રાખતા નથી, અથવા તેઓને મદદ કરતા નથી.

૮. હૂ-નીયાઝાનિચ વબીદૂનાન્દ. ૯. બરા-દહિશનીહ.

૧૦. પીશ મિન ઝક વદ અમત. ૧૧. યેહબૂન્દ પદીરિશ્ન.

૧૨. અવિસાઇહેદ, અસલ અર્થ, "નાશ પામે છે."

૧૩. આઇનીનગી મિન ઝક. ૧૪. નિસંગ-ઇ.

૧૫. નિફ્રીહેત; ફારસી નફ્રી, "શ્રાપ".

ઇરાન સરજમીન ઉપર પડતી તુલીકના અરસામાં, અવસ્તા પ્રમાણે (બનતી) આવી છે;[1] દેખઈતું છે કે જે કંઇ તેમાં લખવામાં આવ્યું છે તે દુનીઆના લોકોની જાણમાં આવ્યું છે. (૩૯) અને ઉપર (કહયું) તેની આ પણ ઉંચ ગવાહી[2] છે:—" અને વીશતાસ્પના (જમાના) પછીથી તે ઇરાની રાજ્યના છેડા લગી જે બનાવો બનીઆ, કે જે અવસ્તામાં જાહેર કીધા છે, તે જો ન બનીઆ હોત, તો અવસ્તા ઉપરનો એતેકાદ, જે પણ વળી હાલના વખત સુધી આવો એક ખજાનો (**ચબુન**) હતો, અને (હવે પછી)બી ખચીત (એમજ) રેહશે, (અને) જેમાંથી વીશતાસ્પના (વખતથી) આગળ ચાલતાં પાદશાહો અને દસ્તુરોમાં પાયમાલી અને નાશ વીશે તેને ઘટતે ઠેકાણે જાહેરાત છે, તેનો (હાલ) સુધી આપણ સાથ સીલાસીલો રહયો હતે નહી.[3]

## બાબ ૭ મો.

ઇરાની સલતનતની ઇરાન દેશમાં પડતી પછીથી તે ઝરથુસ્ત્ર સુધીના હજારાના અંત, અને ઝરથુસ્ત્રના[4] નબીરા હોશેદરના[5] પેદા થવા લગી જે મોજેજાઓ ખુલ્લી રીતે (**પએદાગ**) જાહેર થયા હતા, તેઓની અજાયબીનું (બયાન આ બાબમાં આપીયું છે).

---

૧. **પવન ચેહવૂનેદ ચેહમતૂનિશ્ન.**

૨. ગઓકાસ, ગઓ-આકાસની વટી; અવ૦ ગૂપ અને **કસ;** ફાસી° **ગવાહી**

૩. એ વાકયની મતલબ આ કે ઝરથુસ્ત્રના મરણ પછીથી તે લખનારના જમાના સુધી એક પછી એક થઈ ગયલા મહાન પુરૂષોને લગતી અગમચેતીઓ ખરી પડી છે, અને તેથી ખાતરી થાય છે કે હવે પછીના બનાવો બાબે ઝરથુસ્ત્રે જે ભવીશય દરશાવ્યું છે તે પણ ખરૂં પડવું જોઇએ.

૪. **ઝરતૂહશ્તાન** (જેમ **સ્પીતમનો સ્પીતમાન** થયો છે), એટલે ઝરથુસ્ત્રના ખાનદાનનો, તેમ આ શબ્દ બનીઓ છે, માતા તરફથી તો હોશેદર ઝરથુસ્ત્રથી ઉતરી આવેલો કહેવાય એ નીચલાં લખાણ ઉપરથી સીદ્ધ થાય છે.

૫. પેગમબર સાહેબને તેઓની જીંદગી દરમયાન ૩ બેટાઓ હતા અને તેઓ પાછલ તેઓ બીજ મેલી ગયા છે તેમાંથી ૩ બેટાઓ હવે પછી અવતરશે. એ છેલ્લા ત્રણમાંનો પેહલો હોશેદર છે.

(૧) એક તો જ્ઞાન માટેના એતેકાદનો[1] ચમતકાર હતો જે અવસ્તામાં અરબોથી (ઇરાનને) તાબે કરવાની અગાઉના (હજારાની) નવમી અને દસમી સદીથી જે બનાવ બન્યા હતા તે વીશે જાહેર (છે.) (૨) તે હાલનો દેખાવ (છે) જે (ઈરાનની ચાલુ) હાલતનો દેખાડનાર છે; જેવો કે, ઇરાન દેશમાંથી ઈરાની સલતનતની નાબુદી, અને છુટા વાલવાલી (પ્રજા)[2] ના તથા ઉંચ હુનરવાલા ક્રીસ્તીઓના[3] રાજ્યથી ઇરાનીઓના સઘલા કાયદા[4], કાનુનો અને રીતીઓનું નાશ પામવું. (૩) અને વલી (જેવી કે) (તે) સાથ કાયદાઓની ભેલમભેલ[5], અને તે માન્યતાવાલા ધર્મો[6] જેઓ બળવાન[7] છે તેઓનો એકમેક સાથનો સમાગમ[5]; અને તેઓની સાથ દુરાચરણીઓ[8] તથા હલકા[9] તથા સીહા[10] અને તે વખતના જખમી થયલા[11] આદમીઓનું આવવું, અને તે વખતમાં સારાં કુટુંબનાં[12] તથા પ્રખ્યાત[13] લોકોનું નાશ પામવું અને પાયમાલ થવું.

(૪) ડહાપણની ખસલત, જે દીનની સાચાઈ તથા શરમાલપણું, અને નીમકહલાલી તથા શાંતપણું, અને સખાવત એ વતરોગેના બીજા સદગુણો દેખાડે

---

૧. **વાવ્રીગાનીહ**, "આસથા," "વીશવાસ."

૨. **વિજાર્દ વર્સ**; આ બાબના ૪૭ માં ફકરામાં એઓને તુર્કી યા અરબ દેવો કહયા છે. તેઓ પૂર્વ દીશા તરફથી ઇરાનમાં આવ્યા હતા. બહમન યસ્ત, બાબ ૨ જો, ફકરા ૨૨, ૨૪ અને ૨૮, અને બાબ ૩ જો, ફકરા ૧, ૬ અને ૧૩ માં જણાવ્યું છે જે દીનના પહેલા હજારામાં તેઓ ઇરાન ઉપર ચઢાઇ લઇ આવશે.

૩. રોમની પૂર્વની શહેનશાહતનાં ક્રીસ્તીઓની હયાં વાત છે.

૪. **રસ્તગ;** ફારસી, **રસ્તહ**, "રસ્તો", "કાયદો".

૫–૫. **અગવીન હમદાદગીહ વ પતવનદીહિચ.** ૬. **વાવરીહસ્તન.**

૭. **ઓલ અવરતર પાઇગ.** આ ચાર દીન દો૦ વેસ્તના ધારવા પ્રમાણે જરથોસ્તી, ઇસલામી, ખ્રીસ્તી અને યાહુદી યાતો બુતપરસ્તી હોવા જોઇએ. હાલ ઇરાનમાં બીહાઇ ટોલો છે તેવો કોઇ ટોલો અસલ થઇ ગયલો હોવો જોઇએ કે જેમાં જુદા જુદા ધર્મ પાલનારાઓનો ભાઇચારો કરવામાં આવતો અને જુદા જુદા ધર્મોના સીધાંતોની ભેલસેલ કરવામાં આવતી.

૮. જુવો ફારસી **કુવન** યા **કુવન**, "કુકર્મ કરનારો". ૯. **ખૂર્દગાન.**

૧૦. જુવો ફારસી **તીરેહ**, "અંધારો", "અનજાણો," "ગદલો", "સંકટમાં સપડાયલો".

૧૧. **આઝીદગાન;** જુવો ફારસી **આઝીદન**, "ઇજા કરવી," "ભોકવું".

૧૨. **બૂનીગ**, "ઉંચ કુટુંબ યા તોખમના". ૧૩. **પએદાગ**, "જાણીતું."

(છે)[૧], કે જે ભોગવવાએ ઉંચ દહાપણની ખસલતને સણગાર છે, તેનું ઇરાન દેશ તરફથી બીજા પારકા મુલકો તરફ જવું[૨]. (૫) અને અધર્મીપણું અને જુઠાઇ, અને ઠગાઇ, અને નાલેશી, અને ઝગડો,[૩] અને ઢોંગાઇ, અને નીમકહરામી, અને અશાંતી, અને કંજુસાઈ અને એ વતરોગેના બીજા દુરગુણો, જેના જોડાણથી માણસની ખસલત[૪] હલકી પડે છે[૪], અને આતશ, પાણી અને જમીનના અમશાસપંદોની સંભાલ મુકી દેવામાં[૫] છે તેઓનો વધારો અને જોર[૬]. (૬) અને અધર્મીપણા[૭] તથા બુતપરસ્તીનો જુલમ, અને છુટાપણાનું ઓછું થવું[૮], અને માણસના તનમાં લોભનું પુશકલ[૯] વધવું, અને જાદુના બાબમાં નાસ્તીક વીચારોનો[૧૦] ફેલાવો,[૧૧] અને ખુદાની[૧૨] દીનને દાબી દેવાની[૧૩] લોકોની પુશકલ મરજી[૧૪].

(૭) માણસોની એક બીજા ઉપરની[૧૫] સત્તાનો નાશ, શેહરોનું[૧૬] ભારે સંકટથી[૧૭] પાયમાલ થવું, અને પારકા મુલકોના દુષ્ટ રાજકરતાઓ, જેઓ એક બીજાની સામને છે, અને (તેઓનું) ભારે જખમી કરવું[૧૮]; ગાય ઢોરોનું મારીઆ જવું (**ઝનિશ્ન**); અને ઇરાની દેશોમાંથી ખુશી ખુરમીના મીનોનું હઠી જવું,[૧૯] અને તે સરજમીન ઉપર શોક અને રૂદન (**શીવન વ મુઈ**) તથા વીલાપ (**સ્નઓદીયાન**) અને ધીંગાણાનો ફેલાવો; અને અનહદ[૨૦] અજ્ઞાનપણું[૨૦]

---

૧. **નિમૂદન.** ૨. **ફ્રૂદ વશ્તન.**

૩. સરખાવો ફારસી સિતુર્ગ, "તોછરૂં," "મારામારીખોર," "મોટું," "જુસ્સાવાલું."

૪-૪. **ખ્વારદન ઇ હુએમ.** ૫. **શેદફ્ના પાહરીજીહ.**

૬. **કબદીહ વ ચીરીહ,** "પુષ્કલતા અને સખતાઇ." વેસ્ત એને **કબદી** (ઇ) **વિચીરીહ** વાંચે છે, "પુષકલ ચુકાદાઓ." ૭. **અક-દએનીહ.**

૮. વાંચો: **કમીહ** ઇ **આઝાદગીહ.** ૯. **વેશ પાતંક્ષાએઇહ.**

૧૦. **જવીત દાદિસ્તાનીહ.** ૧૧. **પૂરીહ.**

૧૨. **યઝદાન,** "ખુદાઇ હસ્તી." ૧૩. **મદમ સ્તૂબીહ:** ફારસી **સ્તૂહ.**

૧૪. **કબદ ગિરાયિશ્નીહ.** ૧૫. **અએવગ મદમ તનિદ.**

૧૬. **જીવાગાન રૂસ્તાગાન,** "વસ્તીવાલી જગ્યાઓ." ૧૭. **મૂસ્તી-ચઈ ગિરાન.**

૧૮. **ગિરાન રેએષ.**

૧૯. **પઝદીગીહ,** સરખાવો અવ૦ **પઝદુ,** ફારસી **પઝદિ,** "કીડો." એ ઉપરથી, "ખવઇ જવું," "નાશ."

૨૦-૨૦. **અવન્દિશ્ન કઉદનીહ;** સરખાવો ફારસી **કઉદની,** "મુરખાઇ;" વેસ્ત એને **અવન્દિશ્ન કદીહ** "નહી મલે એવું કદ," વાંચે છે.

અને શારીરીક નબલાઇ[1] અને કમનસીબી[2] અને માણસોની જીંદગીનું ટુંકું થવું. (૮) અને (વલી) એકમેકથી ઉલતી કીસમના કાયદાઓનો[3] વધારો,[4] અને જાલેમગારોથી[5] નાસતીકોની પસંદગી, અને (તે જાલેમોથી) ઉંચી ખસલતના અને દાનેશમંદ પુરૂષોનું રદ થવું, અને ગરીબાઇ[6] તથા મરકી તથા બીજાં સંકટોનું જલદીથી અને ઘણું આવવું,[6] અને ભાગતુટ[7] તથા ગુચવાડાભરી હાલત[8] જે ઇરાની રાજ્યના અંદરના પરગણાં અને (તેને) લગતા ભાગોમાં ફાવી નીકલે છે. (૯) અને ખુદાની દીન તરફ નાસતીકપણું રાખવું;[9] ભલી દીન પાલનારાઓની નાકાવતી[10] અને દુખ[11] અને નાલેશી, અને દીનના ફેલાવો કરનાર લોકનું રડવું[12] અને જખમ થવું,[13] અને ઇરાન દેશના મોટા ભાગમાંથી ભલાં કામોનું મોટે ભાગે બીગડી જવું તથા નાશ પામવું. (૧૦) બીજું ઘણું દુખ જે આ બે સદીઓના અરસામાં પડેલું[14] અવસ્તામાં વર્ણવામાં આવ્યું છે, જેમાનું (કેટલુંક) પસાર થઇ ગયું છે, (કેટલુંક હાલ) નજરે પડે છે, અને જેમાંનું (કેટલુંક), જેમ દેખઇતું (પએદાગ) છે, તેમ આવે છે.

(૧૧) અને આ પણ તેઓ માટે વર્ણન (છે), જેને માટે દીન આ પ્રમાણે કહે છે:—"એ જમાનો છે જે લોખંડ સાથ ઘણો મીશ્રીત છે [યાને, હરકોઇ તરફથી નજર કરીએ[15] તો એ લોખંડનો છે], કે જેમાં જોરેમંદ[16]

---

૧. **નસીત ઝૂરીહ;** વેસ્ત: "હસ્તી ન ધરાવતું જોર."

૨. અસલ અર્થ "નસીબ કે જેને ફટકો પડીઓ હોય;" વેસ્ત: "કરમાયલું નસીબ."

૩. **આઇન ઇ સરાદગ સરાદગ;** અસલ અર્થ, "જુદી જુદી જાતના;" **આઇન**ની વીતી બીજુ વાંચન વેસ્ત સુચવે છે, **હએન** "લશકર."

૪. **કબદીહ.** ૫. અસલ અર્થ, "વચમાં," "માંહે."

૬–૬. **ઝૂદ ઝૂદ રસિશ્નીહ ઇ નીયાજ** (ભુખમરો); વેસ્ત ઝૂદની વીતી **ઝઓત** વાંચી "જોતીનું તંગીમાં આવી પડવું" કરે છે.

૭. સરખાવો અવ૦ **શકપ** યા **ચપ,** "ભાંજવું." ૮. વદગ **તાશિશ્નીહ.**

૯. **આઝન્દીહ દારતગી;** સરખાવો અવ૦ ઝન્દ, "અવસ્તાનો ખોટો ખુલાસો કરનાર," "નાસ્તીક."

૧૦. અવ૦ નિ–ઝઇરિન, ફાર્સી **નિઝાર,** "દુબલું થઇ ગયલું."

૧૧. સરખાવો, ફાર્સી ગર્દી, "કમનસીબી."

૧૨. **ખુ્રસગીહ;** અવ૦ **ખ્રુસ,** "બુમ પાડવી."

૧૩. ખૂસ્તૂગીહ; અવ૦ ખદ, "ખોડવું;" સરખાવો ફાર્સી, **ખૂસ્તન,** "નાશ કરવો."

૧૪. **મખીતૂન્ત ચેગવીમૂનેદ.** ૧૫. **કૂસ્તગ,** અસલ અર્થ, "બાજુ," "ઓરદુ."

૧૬. સં૦ स्थुरा "સ્થુલ." સરખાવો ફાર્સી, **સેતુર્ગ,** "જાડું," "મજબુત શરીરવાલું." વેસ્ત એનો અર્થ "મક્કમ" કરે છે.

આરજુમંદ[૧] નાસતીકો તેઓમાં[૨] જનમ લેશે.(૧૨) તેઓનું જોર આ છે કે બન્ને શીક્ષણ તરફ તેઓની કબુલાત[૩] આંધલી છે;[૪] તેઓની આરજુમંદી આ કે જયારે પણ તેઓને ફાવે ત્યારે તેઓ કોઇ પણ બીજા (માણસ) ને ઇજા કરે છે; જયારે જવાન[૫] માણસોની સંફમાં[૬] કોઇ જઇફ મરદ દેખાવ દીએ છે, ત્યારે તે (જવાનીઆઓ), તે દુષ્ટ જમાનો, કે જેમાં તે (જઇફ) આદમી જે એક દાનેશમંદ પુરૂષ[૭] છે તેને જનમ લીધો છે, તેની બુરાઇને લીધે, તેની સાથે દુશમનાઇ રાખે[૮] છે [યાને કે, એક (જરથોશ્તી) ધામીંક મંડલના[૯] વડા દસતુરો તરફ તેઓ મીત્રાચારી રાખતા નથી].

(૧૩) "તેઓ (લોકો) ખુશામદીભરીઆ સખુનો બોલે છે[૧૦] [યાને, મીઠા શબદો વાપરે છે], તેઓ બુરા છે[૧૧] અને ગુંચવાડાભરી[૧૨] ભાષા વાપરે છે, જેમ કરી તેઓ મોબેદો અને દસતુરોના શીક્ષણ (ઉપર શંકા ઉત્તપન કરી) તેઓને રદ કરે છે; અને તેઓ દુન્યવી સત્તાને ધામીંક સત્તાથી છુટી પાડી નાખે છે[૧૩], અને પાદશાહી તથા મોબેદીના (પેશાઓ)ને તેઓ દુષ્ટ હોય એમ કલંક લગાડે છે, પણ (જ્યારે તેઓ બંને) છુટા હોય ત્યારે તેઓને સારે નામે[૧૪] ઓળખે છે. (૧૪) જે કાંઇ તેઓ બોલે તે હમેશ[૧૫] બુરૂં[૧૬] છે; અને તે દેશ

---

૧. ખ્વાસ્તાર. ૨. **અશ બઅેન.** ૩. **પસંદ.**

૪. **અવીનિશન કોલા ૨ આઇનિનગ;** વેસ્ત, "એવોતું કબુલ કરવું એ બન્ને શીક્ષણો (**આઇનગ**) ઉપર આધાર રાખતું નથી".

૫. સરખાવો અવ૦ **વરિન**.

૬. વાંચો: કર્કુ, જુવો અવ૦ કર્ષુ, "ટોલું," "સભા; અથવા ફાસીં **ગુરોહ,** "ટોલું." વેસ્ત **ગલગ** "ટોલું".

૭. **ફ્રઝાનગ** અવ૦ **ફ્ર** અને **ઝન,** "જાણવું."

૮. **અ-દૂસ્ત;** અવ૦ **ઝુશ,** "ચાહવું."

૯. વાંચો **અએપંતિસ્તાન દસ્તોબરાન;** અત્રે **અએપંતિસ્તાન** શબ્દને **દપીરિસ્તાન,** "જ્ઞાન મેળવવાનું ખાતુ" એનેથી ખાસ છુટો પાડીએ છે.

૧૦. **આઝાદ** ગૂબિશ**નીહ; આઝાદીહ,** "વખાણ," "છુટાપણું."

૧૧. સરખાવો ફાસીં **ચર્બ ઝબાની.**

૧૨. પૂરદ**ગીનીદાર;** સરખાવો ફાસીં **પરદક,** "ગુંચવાડાભરેલા સખૂનો." એ પૂર્ત**ગીનીદાર** બી વાંચી શકાય, અવ૦ **પોઉરૂ** અને **તક** "વેહવું," જે ઉપરથી "શુભાખીત."

૧૩. **સિગૂન્દ,** હુઝવરેશ ધાતુ **સિગ,** "કાપવું."

૧૪. **દૂ-નામ;** વેસ્ત **અવો હમ** વાંચે છે, "(જેવો) છુટા (હોય), તેઓને સાથે (**અવો હમ**) લાવે છે."

૧૫. સરખાવો અસલ ફા૦ **હકરમચીય.** ૧૬. **અગીહ;** વેસ્ત, "ખરાબી."

કે જ્યાં એક ઇનસાફ્નો કરનાર હતો[1] તેને તેઓ નાશકારક[2] ચેહ[3], (એટલે) દોજખ, તેમાં ફેંકી દે છે, અને તેમાં જેબી તેઓ કરે છે તે તેઓ[4] સઘલાઓ માટે એક ઇજા છે; જ્યાંસુધી તેઓ પોતાની (બુરી) [5] દીનના સ્મરણથી પોતા ઉપર અત્યંત (બરા) બુરાઇ આણે છે ત્યાંસુધી, તે (બન્ને), એક તો તે કે જે નાસ્તીકની બુરાઈથી પેદા થયલી [6] દુષ્ટ પ્રજા છે, (અને) બીજો તે કે જે સર્વથી બદ વરૂ, સંકટ [7] તથા નાશથી ભરપુર છે. (૧૫) તેઓ હાં (આ દુનીઆમાં) એક બીજાને મારશે, એક મીત્ર બીજાને (મારશે) જે તેનો મીત્ર (છે); તેઓ તે (તે મીત્રની) પાસથી તેના કામો (બદલો) લુચાઇથી ખુચવી લીએ છે[8] [એટલે કે, જ્યારે તેઓથી બને ત્યારે તેની માલ-મતા લુટી લીએ છે], અને જે કોઇ તેના બદલામાં તેને પુષ્કળ આપે[9] તેને તે (માલમતા) અર્પણ કરે છે; અને જ્યારે (તેઓ તેમ (કરતા) નથી, ત્યારે કોઇ ચોરીમાં હમશરીક[10] થાય તેને બોલાવે છે અને તેની પાસે (ઝકે ઝકાય) તે દરવીશ માણસને લુટાવે છે, જેથી તેઓ તેની માલમતા (ખ્વાસ્તગ) ઉપર ત્રાપ મારે, અને જ્યારે તે ફરીઆદ કરે ત્યારે તેને હાંકી[11] કાઢે છે." (૧૬) (અને વળી લખવામાં આવ્યું છે કે):—"તારે માટે હું (અહુરમઝદ) હયાં (આ દુનીઆમાં) એક મીત્ર છે તેને માટે (આવો) મીત્ર, એક ભાઇ છે તેને માટે ભાઇ, એક પીતા છે તેને માટે બેટો, અને બેટો છે તેને માટે પીતા

---

૧. દાદોબર. ૨. ગનરાગની વટી, અવ૦ અંગ્ર, ધાતુ, અંગ, "દુઃખ દેવું"

૩. વર, અવ૦ વરંઘહ, "વર નીરંગ."

૪. વાંચો: હમ-અશાન. વેસ્ત અમીયાન, "અચકીઆ વગર."

૫. પવન અઉશમૂરિશન મદમ ચેગવીમૂન્દ; બોલેબોલ તરજુમો, "ધાર્મીક બંદગીઓ (યા મંત્રો) જે ઉપર તેઓ ભરૂસો મુકે છે તેઓની મદદથી" એટલે જે તેઓના દુષ્ટ ધર્મોના ફરમાનો મુજબ ચાલીને.

૬. દૂષવિફ્તત; વિફ્તન, "બી નાખવું."

૭. વોઘેન, અવસ્તા હરૂફે આ શબ્દ લખીઓ છેઃ અસલ અર્થ "આફત."

૮. વાંચો: ઝબૂનેન્દ; આગલ દસ્તુરો ઝદૂનેન્દ વાંચતા હતા. ખાલદી ભાષામાં ઝબ, "ખરીદવું," "લુટવું." અસલ નકલમાં ઝીવેંદ છે, અવ૦ દ્વિબ, ફારસી, ઝીવ, "ઠગાઇ," "ઢોંગાઇ."

૯. પતિશન, "પુષકલ ખોરાક," તેની ઉપરથી એ નામસાધીત ક્રીયાપદ થયો છે.

૧૦. નિશીન-જન યા નિશીન-ગૂન; વેસ્ત નિશીન-ગૂન વાંચે છે. નિશીન-જન, "એટલે મારવામાં સામેલ" ફારસી નિશીન.

૧૧. રીવીનેન્દ; અવ૦ ધાતુ રિચ "નાખી દેવું,". "છોડી દેવુ" એને રીજીનેન્દ બી વાંચી શકાય; જુવો અસલ ફારસી, રીઝીદન, "છુંડાવું," "ભાગીને ટુકડા થઇ જવા," "કોહવું."

પણ પેદા કરીશ નહી;[1] મારી સલાહ લઇ અને મારામાં એતેકાદ રાખી તેઓ ઈચ્છવા લાયક જગયાઓમાં રહે [2] [યાને, જ્યાં તેઓને (રહેવું) જોઇએ ત્યાં તેઓ રહેશે], અને જે પોષાકમાં[3] તેઓએ ચાલવું જવું જોઇએ તેમાં તેઓ ચાલશે; અને પોતાનો માર્ગ છોડી[4] તેઓ એતેકાદનો રસ્તો પકડશે, અને મારી ઓલખમાંથી નીકળેલાં વૃદ્ધિ કરનાર (**અવઝૂન**) જ્ઞાનને તેઓ જાહેરાત આપશે.

(૧૭) આ[5] જે આપણું વૃદ્ધિ કરનાર જ્ઞાન છે તે આપણે હલકા માણસ (**કસ**)ની સરસાઇ અને મોટાઓના પડવાને લીધે તે હસ્તી ધરાવતું પીછાણીએ છીએ; મોટો કેળવણીને લીધે ગરીબો[6] કરતાં વધારે મોટો છે, જેથી તે (ગરીબ માણસ), તેટલાં માટે, હરેક વાટે[7] જુલમગારોના હાથ હેઠલ દબાયલો[8] રહે છે. (૧૮) મીનોઓને માટે વીચારવાએ કરીને[9], એક માણસ મીનો થાય છે, જુલમગારની માફક (વરતવાએ) તે કવી[10] થાય છે, દેવોની ખસલત તરફ ઢલવાએ માણસ દેવ થાય છે, અને કવીના ગુણો ધરાવવાએ તે બુરાઇની પુઠે ચાલનાર થાય છે[11]."

(૧૯) ત્યાર પછી, જયારે નેક ખસલત અને ડહાપણ ઇરાન દેશમાંથી દુર થાય છે [યાને, તેઓ નાબુદ થાય છે], ત્યારે પાયમાલી[12] અને વલી શીઆલો, જે દેવોની પેદાયશ છે, જે દેવોને પુજનારાઓ છે, તે ઇરાન સરજમીન ઉપર મુસીબતો (**વોઇઘન**)ની નઝદીકીમાંથી એકદમ ધસી આવે છે, અને તેથી વરસાદ થોડો પડશે, તથા છુપી રીતે આગલ ચાલતું અને છાનુમાનું હલલો લાવતું દરદ, એટલે જે, મરકી વધશે; એ પ્રમાણે ગુમરાહ બુદ્ધીવાલા

---

૧. **વ લા.** ૨. **માનિશ્ન** ચેહવૂન્દ.

૩. **બરહામગ;** સરખાવો ફારસી **બર હમ કર્દન,** "સાથે મુકવું." "પેહેરવું."

૪. સરખાવો ફારસી, '**ગૂસારદન**', "છોડી દેવું."

૫. ફકરા ૧૭ અને ૧૮ માં આવેલું લખાન અહુરમઝદનાં શબ્દો હોય એમ લાગતું નથી. ૬. **કસ.**

૭-૮. **પવન કોલા મન્દવમ-ઇ પવન પાએ ઈઓલા સાસ્તાર ચેહવૂનેદ.** બ્લેઓલ તરજુમો, "દરેક ચીજમાં તે જાલેમગારના પગ આગલ (ખડો) રેહશે."

૯. **મઇનૂગ માનાગ.**

૧૦. અસલ એ એક પાદશાહી ખેતાબ હતો; કયાનીઆન પાદશાહો એ નામથી ઓલખાતા હતા; પાછલથી જેઓને મીનોઇ અંધાપો હોય તેઓને એ નામથી ઓલખવામાં આવ્યા.

૧૧. **ઓલ દૂજાન હુખ્તેદ.** ૧૨. **લેવીત-મન્દવમાહ,** "પાયમાલી."

આદમીઓ જેઓ પાપી છે, તેમજ દુરાચરણી નાસ્તીકો, સાથીઓ તરીકે[1] ધસી આવે છે. (૨૦) (દેવોના) ભસવાની પેઠે તેઓ આ પ્રમાણે બરાડા મારે છે:—"અએ રાજા![2] ભશમ કર અને નાશ કર, કારણ જે ભશમ અને નાશ કરવું એ તારૂં (કામ છે); (પવીત્ર) આતશનો[3] નાશ કર અને સ્રઓષા-વરેઝને[4] જેઓ બચાવે છે, તથા અષો પરહેજગાર દરવીશ આદમીને રસતો દેખાડે છે, તેઓનો તું ખોરાક મીસાલ ભશમ કર." (૨૧) એટલે જે, તેઓ તેઓને (બીજાંઓથી) સમુલગા છુટા પાડે[5] છે, અને તેઓને ખરાબ કરે છે; તેઓનું જ્ઞાન જે તેઓની દોલત તે તેઓ લઇ જાય છે; જાણવું જે જયારે તેઓની દોલત તેઓ પાસથી લુટી લીએ છે, ત્યારે તેઓનું જ્ઞાન જતું રહે છે.[6]

(૨૨) "અને, અએ સ્પીતમ ખાનદાનના સાચા[7] અશો નર! તે જમાનામાં મારી ઇચ્છા તારા આવવાને માટે[8], યા રવાનના (પેલી દુન્યામાં) જવાને માટેની માન્યતા પંથરાવા માટે નથી; એટલે જે, એક સાચા વકતાને[9] લાવવાની અને તેને રસ્તો દેખાડવાની (તે વેલા) જરૂર નથી; તે હલકા ખવાસના[10] નાસ્તીકો (તે જમાનામાં) આ તારો શબ્દ, જે અવસ્તા અને ઝંદ છે, તેનો નાશ કરશે [યાને કે, તે (શબદો) ને અશકત કરી નાખશે;[11]] તે હલકા ખવાસના નાસ્તીકો દુન્યવી ભંડાર જે તેઓએ પેદા કીધો તેના પ્રચારને માટે તે પોતાના આતમાને ઈજા દેશે."

---

૧. **પવન હમ-હખગીહ**, અવ૦ **હખ**, "મીત્ર." સરખાવો ફ્રાર્સી **હમ--ખાહ**, "હમ શહેરી." ૨. યાને, દેવોનો શાહ.

૩. એ પવીત્ર પાક કીધેલો આતશ છે કે જે આતશ કદેહોમાં રાખવામાં આવે છે.

૪. પતેત કરાવનાર યા તાબેદારી લાવનાર આથોરનાનને એ એલકાબ લાગુ પાડયો છે, અથવા તો "તેઓ જેઓને અહુરમઝદ તરફની તાબેદારી (**સ્રઓષા-વરેઝ**) એક રક્ષક સમાન છે."

૫. **હૂશગાફ્તન;** જુવો અવ૦ **શકપ યા ચપ;** ફારસી **શિકાફ્તન**, "ભાંજવું," "ફાડી નાંખવું."

૬. **અશાન ખ્રતૂ બોર્દ ચેહવૂનેદ**, અસલ અર્થ "તેનું ડાહપણ લઇ જવામાં આવે છે."

૭. સરખાવો ફારસી **દૂસ્ત-ઇ-વીઝહ**, "એક સાચો મીત્ર."

૮. **યાતૂનિશ્ન**, "આવવું." ૯. **મિત્રોગૂ**, "પ્યાર તથા મીત્રચારીનો વકતા."

૧૦. **ફ્રૂદગ;** જુવો ફારસી, **ફ્રૂતાહ**, "હલકું." વેસ્ત એને **ફ્રર્દગ** વાંચી "સંપુર્ણ" અર્થ કરે છે. અવસ્તાનો ખરો ભાવાર્થ ઉંધો વાલનારા, બીજા ધર્મના હલકા ખવાસના શીક્ષકોને માટે અત્રે એ ઇસારો છે.

૧૧. **નિઝાર**, "પાતલું," "દુબલું."

(૨૩) અને નવમી અને દસમી સદીઓ માટે તે આ પ્રમાણે જાહેર કરે[1] છેઃ—"અએ સ્પીતમ ઝરથુશ્ત્ર! જયારે તે જમાનો ચાલુ રહેશે, ત્યારે એમ બન્શે કે[2] ઘણા થોડા નાસ્તીકો રદો અને દસતુરોની અશોઇ વીશે, અને થોડા (દેવોની) બુરાઈ વીશે, ઉપદેશ કરશે[3], અને (એવું ખોટું ડોલ ઘાલી) તેઓ પાણીઓ સુકવી[4] નાખશે, અને ઝાડપાન કરમાવી નાખશે[5] અને તમામ સંપતી જેનું જાહેર થવું અશોઇથી છે તેનો નાશ કરશે.[6]"

(૨૪) તેને, ઝરથુશ્ત્રે, ત્યાર પછી ફરીને તેને આ પ્રમાણે પુછીઉં:— "અએ ઝરથુશ્ત્ર! જ્યારે તેઓ પાણી સુકવી નાખે છે, અને ઝાડપાન કરમાવી નાખે છે, અને તમામ સંપતી જેનું જાહેર થવું અશોઇથી છે તેનો નાશ કરે છે, ત્યારે તેમ (કરવા)થી[7] તેઓને તેઓ શું આપે છે?" (૨૫) અહુરમઝદે તે ઉપરથી (તેને) જવાબ આપીઓઃ—"અએ ઝરથુશ્ત્ર! આ (ચીજો) તેઓને તેઓ આ પ્રમાણે આપે છે, જ્યારે તેઓ (પોતાનાં) છોકરાં બચ્ચાં માટે તથા સગાંઓ[8] માટે કાંઇ ચીજ વધારે મોટી જાહેર કરે છે[9], જેવી (તેઓ) પોતાના આતમા માટે (ઇચ્છે,) જેથી તેઓ પોતા માટે, [એટલે, તેઓના પોતાના આતમા માટે] પુષકલ બદલાની તરફેણમાં બોલે છે[10]. (૨૬) તે ઉપરાંત, તેઓ કવીઓ[11] અને કરપનો[12], (તેમજ) ખેડુત જે જીઆરત કરનાર (છે)[13], તથા તેજ ઘોડા ઉપર સવાર થયલો પુરૂષ જે (તેઓમાં) એક લડવઇયા તરીકે જાણીતો[14] (છે) તેને તે બદલો આપે છે. જેવી[15] રીતે કે આપણે આ દુનીઆમાં જે

---

૧. કર્દ, અસલ અર્થ, "જે તેઓએ કીધું."

૨. બોલેબોલ તરજુમો, દીન "આ પ્રમાણે કહે છે." પહલવી ફકરો આ પ્રમાણે વંચાવો જોઇએ: **અમત ઝક અવીબામ સાતૂનેદ, હના યેહુમતૂનેદ, સ્પીતામાન ઝરતુહશ્ત્ર! અઈઘ કબદ અહરમોગ રદીહ વ દસ્તોબરીહ યશરૂબીહ યેમલેલૂનેદ.**

૩. **યેમલેલૂન્દ,** "બોલશે."

૪. સરખાવો ફારસી, **નાસીદન,** "દુબલું થવું," "કોહી જવું."

૫. જુઓ ફારસી, **ખૂસીદન,** "સુકવી નાંખવું," "સોસઇ જવું," અથવા **ખૂશીદન,** "કરમાઇ જવું;" અવ○ **હુશ્ક,** "સુકકું."

૬. અવ○ **નસ,** "કોહી જવું." ૭. **પવન ઝક.**

૮. **નકુશાઆન,** એ શબ્દ **ખ્વીશાન**ને અર્થે વપડાયલો છે.

૯. તેઓ, યાને ખોટા મીનોઇ ભોમીઆઓ અને દસ્તુરો, તેઓની ખુશામદ કરે છે, અને એવી રીતે તેઓના જજમાનો પાસથી પોતાની આશોદાદ કઢાવી લીએ છે. મોબેદી ટોળાંની પડતી માટે આ ઇસારો હોય એમ લાગે છે.

૧૦. મોબેદો પોતાનું લવાજમ કઢાવી લેવા સઘલું બોલે છે અને નહીં કે પોતાના બેહદીનોના રવાનના ફાયદા કાજે.

૧૧-૧૨. એઓ મીનોઇ રીતે "આંધલાં" અને "બેહરાં" છે.

૧૩. **અનશૂતા-પાહ; પસુ, ફ્શુ;** અવ○ **ફ્શુયંત,** "કરકસરીયું;" **ફ્શુ,** "વધારો કરવો."

૧૪. **અએવાજીહ** ની વડી **અએવાજ-અએ.** ૧૫. **ચીગૂન.**

(આપણા કરતાં) મોટો છે તેને ગોશ્તનો કડકો વેંહચીએ છીએ (એવા વીચારથી) કે તેઓ આપણને સત્તા (શરીતાઇહ) બક્ષે; જેમ આપણે તેને અત્રે (આ દુનીઆમાં) ગોશ્ત (ભેટ) આપીએ છીએ કે જેને આપણે બહુ ચાહીએ છીએ."[1]

(૨૭) અએ ઝરથુશ્ત્ર! બીનશીખેલા[2] લોકોમાં, વલી એક પાપી પુરૂષની દોલત, અત્રે (આ દુનીઆમાં) ઘરમાં[3] એક બુલંદ સણગાર[4] છે, [(જાણવું જોઇએ) કે, આપણે મુસ્તકીમ મતો ધરાવ્યે છીએ[5], કે જેનો અંગીકાર ઘણોજ જાહેર કરવામાં આવે છે[6], જે પ્રમાણે એક બીનદોલતવાલો પરેહજગાર સખશ, એક લાયક અશો પુરૂષ, જેની જાહેર પવિત્રાઇ ફરજો અને શુભ કર્મોને માન આપવાની છે[7], તેને તોલ કરે છે (તે પ્રમાણે)]."

(૨૮) તેને (ઝરથુશ્ત્રે) ફરીને મને આ પ્રમાણે પુછીઉં:—("અએ અહુરમઝદ!) શું અત્રે (આ દુન્યામાં) તે જમાનામાં અહુરમઝદ પરસ્ત ધર્મનું શ્રેષ્ટ રીતે જાહેર થવું કેહે પણ થશે[8] [એટલે કે, શું કોઇ પણ શખસ ખરેખર અહુરમઝદ પરસ્ત ધર્મ પાલશે[9]]?"

(૨૯) અહુરમઝદે જવાબમાં આ ઉપરથી કહ્યું:—"(હા) થશે, અએ ઝરથુશ્ત્ર! એવાં ઉંચ તબેહના[10] (માણસોબી) તે આદમીઓમાં હયાં થશે જેવા કે ઓલીદરાજ દીન ચાશીદારો, અને તેઓ વલી આ હાડમંદ દુનીઆમાં ખરેખર કમ (ખરૂસ) દોલતવાલા[11] આદમીઓ થઇ ગયા છે; અને દુષ્ટ ને

---

૧. એ આખા ફકરાઓનો અર્થ સમજવો કઠણ છે. ઝરથુશ્ત્રે પુછેલા સવાલનો જવાબ જે અહુરમઝદ અત્રે આપે છે તે બંધબેસતો નથી. મતલબ એમ લાગે છે કે ભેટો ઘણી ખરી એવા પુરૂષોને આપણે આપીએ છીએ કે જેઓને આપણે ચાહીએ છીએ અથવા જેઓનું ધ્યાંન આપણી તરફ ખેંચવા માંગીએ છીએ. આ બે સદીઓ જેઓ માટે હ્યાં લખાણ છે તેમાં લોકો બીજાઓની ખુશામદ કરી ભેટો મેલવશે. આવા ગુનાહભરીઆં કામથી પાણીનું સુકાઇ જવું, ઝાડપાનનું કરમાઇ જવું અને આતશનુ બુજાઇ જવું થશે.

૨. **અન—આરાસ્તન,** અસલ અર્થ, "અસ્વચ્છ"; સરખાવો, પહલવી **આરાસ્તન,** ફારસી **પએરાસ્તન,** "સણગારવું."

૩. વાંચો: **પવન મીયાન માનિશ્નીહ.** જો આપણે એને **પવન મીયાન મીનિશ્નીહ** વાંચીએ તો એનો અર્થ, "મધ્યમ વીચાર પ્રમાણે" થાય.

૪. **બૂલંદ વએરાઇશ્નીહ.**

૫. **દીના ઈસ્તઞવ ખદૂનીમ.** ૬. **ઇ પતીરિશ્ન ગૂબિશ્નતર.**

૭. **ફ્રનામિશ્ન;** અવ૦ **ફ્ર—નમ,** "વાંકુ વલવું." ૮. **હઇત.**

૯. અસલ અર્થ, "અહુરમઝદ પરસ્ત દીનનું શું કોઇનામાં રેહવું થશે."

૧૦. **મદમ.** ૧૧. મે **અનદગોગ ખ્વાસ્તગ** "થોડી દોલત" વાંચીયું છે.

જાલેમગાર શખસો તેઓને પણ મરકી લાવનાર અને મોત ફેલાવનાર, ઇજા અને જાદુગરીથી (ભરપુર તરીકે), કહે છે; અએ ઝરથુશ્ત્ર! તારા સીવાય; તેઓ અષોઇને, સર્વથી વધુ, સર્વથી ચીવત રીતે, અને સર્વથી મકમપણે[1] જેબ આપે છે. (૩૦) તારી સાથે જે દરૂજો સમાગમમાં છે, અને જેઓ જાલેમગારોથી અનજાણ્યા છે, તેઓ આંધલાં છે; અને જે દરૂજો તેઓ સાથ સમાગમમાં[2] છે, અને સમજણથી વીચાર કરે છે, તેઓ દેખતા છે; અજ્ઞાન તે નાસ્તીકો છે, જેઓ નઝદીક રહીને, તેઓની સામે દુશમનાઇ ઉભી કરે છે, જેથી તેઓ આમ કહે છેઃ 'તું જે જાહેર કરે છે તે હમને દેખઇતું છે કે, તું તે જાહેર કરે છે તેમ નથી;' તેને વીશે તેઓ આ પ્રમાણે કહે છે કેઃ 'તારૂં જે કામ છે તે મારૂં નથી [એટલે, મારેથી તે થવું જોઇએ નહી], ને વલી એ તારૂં પણ (કામ ખરેખરૂં જોતાં તો) નથી [એટલે જે, તારે પણ તે કરવું જોઇએ નહી], કારણ કે તે અષોઇ નથી [યાને, તે ભલું કામ નથી].' (૩૧) કારણ કે, અએ સ્પીતમ ઝરથુશ્ત્ર! તે (શખસ) કે જેને માટે તુંને પણ ખબર છે, તે આ તારા સખુનો અને વીચારો માટે પેદા કરવામાં આવ્યો છે, હયાં જેબી કાંઇ હોય તેનો વીચાર કરનાર હોશેદરનું તે ચીત્ર, છે સબબ કે પોતાના આત્માના (ખાકી) મલી જવાએ કરીને તે પુરૂષ જે અષો છે યા તે કે જે એમ નથી તે જાહેરમાં આવે છે."

(૩૨) અને એમ પણ તે કહે છે કેઃ—"અએ સ્પીતમ ઝરથુશ્ત્ર! હું તને જાહેર કરૂં છું કે તેઓ કે જેઓ નવમી અને દસમી સદીઓમાં જનમ[3] લીએ છે,[3] તેઓ લોભના દરૂજો થશે, (અને) તે (દેવી)ના ગર્ભસ્થાનમાં તેઓ આકાર લેશે, તેઓ કે જેઓ દુરાચણીઓને પોતાની મોટાઈથી સરદારીમાં અથવા તેઓના ચેલા (**પસોપાએઇહ**) થવામાં પોતાની કીર્તિથી મદદ કરશે."

(૩૩) તેઓને માટે એમ પણ તે જણાવે છે જેઃ—"તે માણસો મારવાને માટે વધારે લાયક છે; અહુરમઝદે તેને[4] આ પ્રમાણે કહયુંઃ—'તે (દેખઇતા) અશો આદમીઓ, જેઓ મારાં દરેક (પ્રાણીને તેઓમાં રોગ ફેલાવી) મારી

---

૧. **અર્વન્દાગ-આઓમન્દીહાતર**; સરખાવો અવ૦**અઉર્વન્ત**, "લડવઇઓ."

૨. બોલેબોલ તરજુમો, "જેઓ સાથ તેઓ વહેવારમાં છે તેઓનો જ્ઞાનથી વીચાર કરે છે."

૩-૩. અસલ અર્થ, "આવવું." ૪. **ઝરથુશ્ત્ર**ને.

નાખવા કાજે[1] દુનીઆંમાં[2] નસો લઇ જાય છે, તેઓ ઇજાકારક (છે); તેઓ આતશો અને ઉંડાં વેહતાં[3] પાણીઓનો નાશ કરે છે; તેઓના શરીરો પણ પાણીના ખાબોચીઆં[4] (છે), જેઓ કમકમાત ભરીઆ દેખાવના (છે, અને) દશ દેનારાઓને તેઓ વધારે મદદગાર થઇ પડે છે; તેઓ કે જેઓ નસો પકડનારા ગુનેહગાર પુરૂષો (**દ્રવંદ**) છે.' (૩૪) તેઓને માટે હું તને, અએ સ્પીતમ ઝરથુશ્ત્ર! કહું છું કે એ પેલી **નવમી અને** દસમી સદીઓમાં તેઓ જનમશે[5] કે જેઓ દુજની ઓલાદ છે, અને ગનામીનોના બુરા સાથીઓ[6] છે; દસ દેવયસ્નો કરતાં તેઓમાંના એકનેબી મારવો એ વધારે સજાવાર છે;[7] અને તેઓ પણ મારી (પોતાની પેદાયશ)ના, મારા પોતાના દીનનાઓને મારી નાખે છે, કે જેઓના નાશ[8] બાબે તેઓ આ પ્રમાણે કહે છે:—'જો તેઓ માટે જીવવું અવશયનું હોય, તો (તેઓએ) હમારી રીત પ્રમાણે (જીવવું), પણ (**વ**) તેઓ દુષ્ટ છે, અને મોટાઇમાં ઓછા થતા જાય છે.'[9] (૩૫) વધુ ખરાબ (ચીજ)[10] તો વલી એ (છે) કે, મોટા **અને** નાનાઓને (ભેલી નાખવાનો) તેઓ ગુનાહ કરે છે; જેઓ તને ગના (મીનો) જેવો[11] (બુરો) ચીતારે છે, અએ અશો ઝરથુ-

---

૧. વાંચોઃ **પવન કોલા નસ્તન** (અવ૦ **નસ**) ઈ **લ.** વેસ્તઃ **પવન કોલા** દસ્તૂર, "દરેક વડા દસ્તૂર પ્રમાણે."

૨. નસા અથવા મુરડાંને બરોબર ક્રીયા વગર લઇ ન જવું એ અસલી ઇરાનીઓમાં મોટા ગુનાહ સમાન લેખાતું હતું. વંદીદાદ પ્રમાણે એવા ગુનેહગારને ઠાર મારવામાં આવતો. ૩. **ગીરાન તચિશ્ન.**

૪. દો. વેસ્ત પણ એને **મયા-વખદૂન** વાંચે છે, ફારસી **આબ-ગીર** "પાણીના ખડદા".

૫. **યેહમતૂન્દ,** અસલ અર્થ, (આ દુનીઆમાં) "આવે", "પોંહચે."

૬. **રિશગાર,** "મારી નાખનારા"; અસલ અર્થ, "જખમ કરનારા"; સરખાવો ફારસી **રેશગાર, રેશ,** "દુષ્ટ"; એટલે, "બુરાં કામ કરનારા". દો. વેસ્ત એને **રેશગાર,** "જખમ ઉત્તપન કરતા" વાંચે છે. ૭. **ઝનિશ્નતર.**

૮. **ઝનિશ્નાઓમન્દીહ,** અસલ અર્થ, "નાશ". ૯. **કાહેન્દ.**

૧૦. **વદતરીહ**ની વટી **વતરીહ.** જેમ આગલ ચાલતાં સમજાવવામાં આવ્યું છે તેમ એ **પેશુપાએઈહ** અને **પસુપાએઇહ**ના ગુનાહ તે મોટાઓ તરફ તોછડાઇ અને હાથ હેઠલનાઓ તરફ ખરાબ વર્તણુંક હોવાં જોઇએ.

૧૧. **ગત્રાગ-વારગ; વારગ,** સરખાવો ફારસી, **વારેહ,** "મલતું આવતું", "માફક": એટલે, અહરેમનને મલતું આવતું. **જનાગ હલગ,** "મારતો (અને) નાશ કરતો" બી વાંચી શકાય; **હલગ,** સરખાવો ફારસી, **હલક,** "નાશ કરતું", "પાયમાલ કરતું" દો. વેસ્ત એને **ખલકો,** "એક નીરજીવ ચીજ" વાંચે છે અને તરજુમો કરે છે: "તે ગુનાહ જે તુંને મારે છે, તેને તેઓ નિરજીવ (**ખલકો**) કહે છે".

શ્ત્ર! તારા અહુરમઝદ પરસ્ત ધર્મ પાલનારાઓને જેઓ મારી નાખે છે તેમને તેઓ મરદાનગીવાલા[1] તરીકે પીછાણે છે. (૩૬) અએ ઝરથુશ્ત્ર! તને (નામથી યાદ કરીઆ) વગર[2] તેઓ મારી યસ્ન અને નીયાયશની ક્રીયાઓબી કરે છે[2] અને (વલી), અએ ઝરથુશ્ત્ર! તારી આ યસ્નને સર્વથી બુરી અને તારી આ નીયાયશને સર્વથી દુષ્ટ ગણે છે; તારા આ બે આશીરવાદ, અવસ્તા અને ઝંદ, જે હું મીનોઓમાં સર્વથી વધુ વૃદ્ધિ કરનાર છું તેને તને જાહેર કીધા, તેને પણ સર્વથી બદ તરીકે ગણે છે. (૩૭) સર્વથી બુરી કાપાકાપી, (યાને) હદ વગરની[3] ખુનામરકી,[4] માણસોને માટે સર્વથી શ્રેષ્ટ કાર્ય હોય એમ તેઓ ઉતેજન આપે છે[5], જેઓ એવાં કમકમાતભરીઆં કામથી ખુશાલીનું (ઉત્પન થવું છે) એમ જાહેર કરે છે;[6] મીનોઇ મકાનોના (સુખનો) પણ (પોતા માટે) તેઓ નાશ કરે છે;[7] પોતાના રવાનને પણ તેઓ પાયમાલ કરે છે;[8] આ દુનીઆંની શારીરીક હસતીઓનો તેઓ નાશ કરાવે છે; પોતાના આતમાને માટે તેઓ વીલાપ[9] પેદા કરે છે; અને વલી દીન, જેની ઉપર[10] ભલી દીન પાલનારાઓ, જેઓ તેજ જમાનાના સર્વથી દુષ્ટ લોકો સાથે ભેલાયલા છે, તેઓને રસતો દેખાડવાની[11] રીતી[12] રચાયલી છે, (તેનો તેઓ નાશ કરે છે.)"

---

૧. **નીવાગ; નેવ**, "પેહલવાન", "હિમાયતી". વેસ્ત એને **વ જનાગ**, "અને તે મારનાર", વાંચે છે.

૨-૨. **બરા મિન લક ઝક-ઇચ ઈ લિ યઝિશ્ન વ નીયાઇશ્ન આક્રીનેન્દ.** અસલ લખાણ વાકયને બંધબેસ્તું કરવા મેં સુધાર્યું છે. વેસ્ત એને **બરા મીન લક ઝક-ઈચિ ઇ લગાન વનદિશ્ન આઝારીનેન્દ**, વાંચી અર્થ કરે છે: "તેઓ તે (ફરજો)નેબી હરકત કરે છે, જે તારા લોકોએ (**લગાન**) બજાવવી જોઇએ".

૩. **સરી-તર.** ૪. અવ૦ **રએશ.** ૫. **સરાયેન્દ**, અવ૦ **થ્રા**, "પોષણ કરવું".

૬. **અમત**ની વટી **મૂન.** ૭. **ગ્રેન્ચીનેન્દ.**

૮. એટલે, દોજખમાં શીક્ષાને તે પોતે આધીન થઇ બેહસ્તમાં પોતાના રવાનના સુખનો તેઓ નાશ કરે છે.

૯. **ખ્રૂસિશ્ન**, અવ૦ **ખ્રૂધ**, યા **ખ્રુસ**, "રડવું".

૧૦. **મદમ મા**, અસલ અર્થ, "જેની ઉપર (છે)."

૧૧. **રાયીનીદન.** ૧૨. **આઇનીનગ.**

(૩૮) અને આમ પણ તે[1] કહે છે કેઃ– "ઝરથુશ્ત્રે અહુરમઝદને આ પ્રમાણે પુછીઉંઃ– 'જેઓ લશકરી તાલીમને[2] લાયક ન હોય તેઓને માટે હમારે શી ચીજ ફરમાવવી જોઇએ, યાને કે, તેઓ પાસે લડાઇના હથીઆર[3], સીપાહો, અને કોઇ બંચાવ કરનારા નથી, અને તેઓને દુઃખ દેનારાઓ પુષકલ છે (તેઓને શું કરવું જોઇએ)?' (૩૯) અહુરમઝદે આ પ્રમાણે જવાબ આપીઓઃ—'તે મજબુત મનશકતીવાલા[4] પુરૂષો જેઓની અંદર બુદ્ધિબલ વગરનું થવાની[5] ખાસીઅત[6] છે, જેઓ લશકરમાં જોડાઇ શકે તેવા છે[7], જેઓના દુઃખ દેનારાઓ પુષકલ[8] છે, તેઓનું તાકાત તારે ખીલવવું જોઇએ.'"

(૪૦) અને તે વખતના બુરા માણસો પાસથી સતાના ચાલી જવા વીશેની આ પ્રમાણે તે જાહેર કરે છે, કેઃ—"ઝરથુશ્ત્રે આ પ્રમાણે પુછયુંઃ 'અએ અહુરમઝદ! તે કએ યા કરપન, જે સર્વથી ખરાબ રાજકરતા છે, તે શું ફરીથી ભલાઓ સાથે મલી જાય છે[9]?' (૪૧) અહુરમઝદે જવાબ આપીઓઃ '(હા), અએ ઝરથુશ્ત્ર! તે પણ (મલી જાય છે).' (૪૨) ઝરથુશ્ત્રે તેને આ પ્રમાણે પુછયુંઃ 'અએ અહુરમઝદ! તે (શખસ) કે જે ભલી પાદશાહીનો છે તે શું ફરીથી કએસર[10] અને ખાકાન[11] જેવા ભલા (શાહ-

---

૧. દીન.

૨. બોલેબોલ તરજુમો, "હથીઆર ફેરવવામાં", **પવન દાર-સ્નેશ (સ્નેશ દારીહની** વતી); **પવન કાર ઈ દએનીહ** બી વાંચી શકાય, "ધાર્મીક પ્રાક્રમો માટે;" અથવા **દાર ગદૂઈહ,** સરખાવો ફારસી **દાર** કદૂ, "એક થાંભલો જેની ઉપર કાંઇ સોના રૂપાંની નીશાનો લટકાવી તીર અંદાજોને ટાંકવા કેહતા અને પછી જો તીર લાગે તો ઇનામ દાખલ તે આપતા." એ ઉપરથી **દાર ગદૂઈહ** એટલે "લશકરી કસરતો યા પ્રાક્રમો" થઇ શકે. વેસ્ત: **પવન દ્રિગૂશ,** "ગરીબ હોવાને લીધે."

૩. **અવઝાર.** ૪. **તોશ્ત મીનિશ્ન;** સરખાવો અવ૦ **તેવિષિ; તોશીન મીનિશ્ન** વાંચવું વધુ ઠીક દીસે છે.

૫. **પવન હૂશ મૂન લા હુઇત.** ૬. **દક્ષગ,** અસલ અર્થ, "ઇધાની."

૭. **પવન સ્પાહ તૂબાનીગ હુવા-અન્દ.** બુદ્ધિબલ ન હોય તો પોતાથી બનતું કરી શારીરીક બલનો વધારો કરવો. ૮. **અફ્રશાન કબદ બીશીદાર.**

૯. એટલે, "શું તે આખરે સુધરી સારા રાજકર્તાઓની સંફમાં આવે છે."

૧૦. એ પૂર્વ રોમની શાહનશાહતનો "કેસ્રા" યા "સીઝર" નો મહાન એલકાબ ધરાવનાર રાજા માટે ઇસારો છે.

૧૧. એ અસલની મોટી ચીનાઇ શાહનશાહતના રાજાનું નામ છે. મતલબ એ કે ખરાબ રાજકરતાઓ પાછા સુધરશે કે, અને ઇરાનના સાધારણ નાના રાજકરતાઓ છે તે પાછા "કએસર" તથા "ખાકાન" મીસાલ મોટા થશે કે?

નશાહો) સાથે મલી જાય છે?' (૪૩) અહુરમઝદે જવાબ આપીઓ '(હા) અએ ઝરથુશ્ત્ર! તે પણ (મલી જાય) છે' ".

(૪૪) તેજ બુરાઓને[૧] માટે એમ પણ તે કહે છે:—"જયારે તેઓ સુધ્ધીમાં હોય છે અને (જયારે) તેઓ સમજે છે, ત્યારે તેઓ અષોઇના (સખુનો) કરતાં ગુચવાડો ઉતપન કરનારા વચનોને[૨] વધુ પસંદ કરે છે, એટલે કે, ભલું કામ અને પરહેજગારી કરતાં (તે કામ યા સદગુણનો) બદલો[૩] તેઓને વધુ ઠીક દીસે છે; રોશની કરતાં અંધારૂં તેઓને બહુ ગમે છે,[૪] અને (બેહશ્તની) ઉંચી જેહાન કરતાં (દોજખનો) ઉંડો ગાર તેઓને (વધુ ગમે છે); તેઓ મુશકેલી ઉભી કરે છે. (૪૫) તેઓને માટે, પણ, હું તુને કહું છું કે: 'ઉછલતો[૫] સર્પ[૬] જે વરૂ અને સીહુની પેઠે (છે) તેનાં કરતાં તેઓ વધુ મારવા લાયક છે; જયાં સુધી[૭] તે શખસ, જે અષો ચીત્રો-મયાન[૮] (છે), તે (પોતાની) ફતેહમંદ ગુરૂજ[૯] સહીત આવે નહી ત્યાં સુધી, તેઓ કીના અને કપતમાં ચાલુ આગળ વધશે. (૪૬) તે (ચીત્રો-મયાન) ત્રણ (ગણા) પચાસ[૧૦] માણસો સહીત કુચ કરી આવે છે, જેઓ (તેના) શાગેરદો (છે), જેઓ મજબુત,

---

૧. જુવો ફકરા ૩૭ થી ૩૯.

૨. **ગોમંગ;** સરખાવો ફાર્સી **કોમંક**, "ઉખાણું," "ગુંચવાડા ભરીઉ લખાણ." વેસ્ત એને **ગલીમગ**, વાંચી "કહેવતો" અર્થ કરે છે. આ માણસો કાયદો જાણે છે, પણ બદ નિસ્ટાથી તેનો ખોટો અર્થ કરે છે.

૩. **પારગ;** સરખાવો ફાર્સી **બારેહ** યા **પારેહ**, "લાંચ," "બદલો."

૪. **અવાગીનેન્દ**, "મદદ કરવી." ૫. **શસ્પ**, જુવો ફાર્સી **શસ્પ**, "કુદતું."

૬. **ગઝ;** સરખાવો ફાર્સી **ગઝા**, "કરડતો સર્પ." ૭. **અમત.**

૮. એ નામ જુદી જુદી રીતે લખવામાં આવે છે. ડૉ૦ વેસ્ત સુચવે છે કે અસલ રૂપ **ચીત્રો-મેહાન** છે, અવ૦, **ચિથ્રો-મએથનેમ**, "પ્રજાના ધરવાલો," એ એલકાબ કંગદેઝમાં વેહતી એક નદીને તથા તે દેશના વડા ધર્મગુરૂને લાગુ પાડવામાં આવ્યો છે. પેશોતન, તે વીશતાસ્પના એક બેટાનો, એ એલકાબ છે. એમ માનવામાં અવે છે કે એ અમર્ગ છે અને કયામતને દીવસે પાછો આવશે તથા ઇરાન દેશમાં તેનો દીન ફરીથી જારી કરશે.

૯. **વઝર**, સરખાવો અવ૦ **વઝર.**

૧૦. એટલે જે, ૧૫૦. આ આંકડો **બહુમન યશ્ત**, બાબ ૩, ફકરા ૨૭, ૨૯ અને ૪૨ માં આપવામાં આવ્યો છે. **વ ફ્રાજ સાતૂનેદ પેષ્યો-તનૂ ઇ બામીક લેવતા ૧૫૦ ગબ્રા ઈ યશરાએ મૂન હાવિશ્ત ઇ પેષ્યો-તનૂ હુવા-અન્દ, પવન સિહા સમૂર જામક પવન મઇનૂગ શપીર યખસેનૂન્દ.** વેસ્ત તરજુમો કરે છે: "પચાસ ત્રગડીઓ." અસલ અર્થ, "પચાસ ત્રગડીઓ."

બુલંદ, પોતાની ફરજો[1] અને ધામીંક મતો ઉપર ચોકાસી શાખનારા (છે), જેઓ પોહલાં ખભાં[2], મજબુત બાજુવાલા અને ઘણા લોકપ્રીય (છે),[3] જેથી કરીને કાલા[4] (રૂવાંતાવાલાં પોષાકમાં સજ થયલું) તેઓનું જાદું કદ (છે)[5], જેને લીધે (અઈધ) તે દેવો અને ગુનેહગારો તેઓથી બીહે છે. (૪૭) અને તે પેલા બુરા ગનામીનોને, તેની ઓલાદ[6] કે જેનો તે પીતા[7] છે તેની સહીત, તે લોભનો દેવ, કે જેને, જેમ દેખઈતું છે તેમ, તે દુજ સંપૂર્ણ પરસ્તેશથી પુજે છે[8], તેને તે (ચીત્રો-મયાન) મારે છે; અને (તેના ચેલાઓ) માંના તેઓ, જેઓ ઘોડેસ્વાર થઇને પોતાની ઉમદા નોકરી[9] ઉપર આગળ વધે છે, તેઓ છુટા વાલવાલા તુરકી દેવને[10], આરબોને તથા ક્રીસ્તી રૂમીઓના શેદાસ્પનેબી[11] મારે છે.

(૪૮) "અને મોટે ભાગે માણસોને તે (તેઓની) ફરજ બાબે શીક્ષણ[12] આપે છે, સંતોશી અને અસંતોશી (એ બંનેને); તે જે વીચાર જાહેર

---

૧. અસલ અર્થ, "કામ," "ધંધો."

૨. **ફ્રાખૂ-સૂપત;** અવ૦ **સુપ્તિ;** સં૦ शुप्ति; સરખાવો ફારસી **સોફત**, "ખાંધ."

૩. **કબદ મિલીઆ;** સેમીતીક શબ્દનો અર્થ, "લોકપ્રીય," "પ્રજાકીય."

૪. **સિહાકગૂનીહ**ની વટી **સિહાકગીનીહ** છે; અસલ અર્થ "કાલા રંગમાં." દો. વેસ્ત એને **કબદ મિલીહ** વાંચી, "ઘણાં વાલવાલા" અર્થ કરે છે. પણ વાલનું વર્ણન થોડા બોલ પછી જુદું આવે છે.

૫. **સ્તબ;** એ અવસ્તા શબ્દ છે; વેસ્તઃ "ખરભચડું." ૬. **દામાન,** "પ્રાણીઓ;"

૭. **અબ;** "પીતા" પહલવીમાં સાધારણ રૂપ **અબૂ** છે. દો. વેસ્ત એને **૩ અઝખ,** "ત્રણ દાંખલીઓ" વાંચે છે. એ ત્રણ તે, "તુરકી દેવો," "અરબો" અને "શેદાસ્પ"; ફારસી **અઝગ,** "દાંખલી".

૮. **યઝેદ પવન અગવીન યઝિશ્ન.** ૯. **બુલંદ પીશગીહ.**

૧૦. તુરકીઓને એ પ્રમાણે કહેવામાં આવતા હતા; એઓ અસલ તાતાર દેશના રહીશ હતા જેઓ પછવાડેથી યુરોપ જઇ વસીઆ. હાલના "ઓતોમન" તુરકીઓ હજી હસ્તીમાં આવ્યા હતા નહી.

૧૧. **બહુમન યશ્ત,** બાબ ૩, ફકરા ૩, ૫, ૮, ૨૧ માં એ નામ **શેદાસ્પીહ** તરીકે લખવામાં આવ્યું છે. એમ ધારવામાં આવે છે કે કોઇ બાઇઝેનતાઇન શેહેનશાહ યા સરદાર જેને ઇરાનીઓને હરાવ્યા તેના નામનો આ ખોટો ઉચ્ચાર છે. એ શેહેનશાહ થીઓદોઝીઅસ હોય એમ સુચવવામાં આવ્યું છે. પુર્વ ભણીના રોમનોને ઇરાનીઓ **ફિરાસીયાકીગ** નામથી ઓલખતા હતા.

૧૨. **આખિઝિશ્ન,** અવ૦ **હુચ,** "રસ્તો દેખાડવો;" અસલ **આહુચીદન** "શીખવવું."

કરે છે તે વીચાર સાથ જે શખસ એકમત થતો નથી તેનેથી તે[1] ખુશી થતો નથી; (પણ) જે શખસને, અએ ઝરથુસ્ત્ર! તે દીન (ઉપર એતેકાદ) આપી શકે છે તે સંતોશથી જીવે છે.[2] (૪૯) તેજ (પુરૂષ)ને (દીનની) ગુરૂજથી તે બુલંદ[3] કરે છે, તે તેજ[4] (શખસ) છે જે (પોતાનાં) હાથોએ સુખી થાય છે,[5] (જેનું) સુખ તેને પોતાની મજબુત બાજુઓ વડે તથા પોતાના જવાનીનાં જોરે[6] કરીને રાખવાનું છે. (૫૦) અહુરમઝદની દીનને લીધેજ (**બરા**) કૌવત અને ફતેહ હોય એમ તે જાહેર કરે છે, અને તે કૌવત અને ફતેહને લીધે સઘલા (લોકો) તેને માન આપે છે[7]; જયારે તે (માહન પુરૂષો) આવશે જેઓ ઝરથુસ્ત્રના (હવે પછી જનમનારા) બેટાઓ[8] છે, જેઓ દુનીઆને ફરીને સજીવન કરશે, (જેઓ) મોત વગરના તથા અમર્ગ આદમીઓ પેદા કરશે, જેઓ હંમેશે હમેશના (વખત) લગી ભુખ અને પયાસ વગરના થશે."

(૫૧) અને ઝરથુસ્ત્રના એક હઝારામાં દસ સદીઓનું ભવીષ્ય[9] તથા ઝરથુસ્ત્રના બેટા હોશેદરના (આવવાની) ખબર વીશે એમ પણ તે જાહેર કરે છે, કેઃ–"જયારે તે સદી કે જે અહુરમઝદ પરસ્ત દીનની પેહલી (છે), (અને જે) જયારથી ઝરથુસ્ત્ર (અહુરમઝદ) સાથની ગોફ્તેગો માટે આગલ (**ફ્રાજ**) વધીઓ ત્યારથી શરૂ થાય છે તે પુરી થાય છે, ત્યારે (તે પહેલી સદીને માટે) શું સરજેલું[10] છે? (૫૨) ત્યારે અહુરમઝદે જવાબ આપ્યોઃ 'સુર્ય (થોડો વાર) ઉભો રહે છે.'[11] (૫૩) એ પછી આવતી બીજી, ત્રીજી,

---

૧. એટલે, તે ગુરૂ. ૨. બોલેબોલ અર્થ, "સંતોષથી ચાલે છે."

૩. **મસીનેદ**; સરખાવો અવ૦ **મસુ**, ફારસી **મહ**; જે ઉપરથી, "મોટું કરવું."

૪. **હુના–હુમ.**

૫. **ખ્વારીહેદ ખ્વાર દાશ્તન**; સરખાવો, અવસ્તા **ખાથ્ર**, "આસાયશ."

૬. જુવો અવ૦ **તેવિષિ**, "તાકાત."

૭. **ફ્ર–નામેદ**, "નમે છે," "માન આપે છે." અવ૦ **નમ**.

૮. એ ત્રણ છોકરા તે હોશેદર, હોશેદર માહ અને સોષ્યાંસ, જેઓ દુનીઆંને સજીવન કરવા ઝરથુસ્ત્ર પછી દર એક હજારે વર્ષને અંતરે આવે છે.

૯. **બરીનગ**; સરખાવો ફારસી **બરીન ફરહાંગ**, "ફાલ," "એક ભવીષ્યા પોથીનું નામ જે તેહમુરસ્પે લખી હોય એમ ધારવામાં આવે છે."; **બરીન દાયર**, "આકાશ", "પૃથ્વિનો ગોલો." દો. વેસ્ત એનો અર્થ **બુરીનગ**, "જુદા પડવું" કરે છે.

૧૦. **બરીન**; જુઓ ઉપલી નોટ.

૧૧. બીજો અર્થ, "સૂર્ય પોતાને છુપાવી દીએ છે." સરખાવો ફારસી શબ્દ **નીહુસબીદન**, અર્થ "ઉભું રેહવું," "ઢાંકી દેવું," "સંતાડવું."

ચોથી, પાંચમી, છઠ્ઠી, સાતમી, આઠમી, નવમી તથા દશમી[1] સદીઓને માટે શું સરજેલું છે? (૫૪) ત્યારે અહુરમઝદે જવાબ આપીઓ: 'સુર્ય ઉભો રહે છે.'

(૫૫) "ત્યાર પછી, જ્યારે દસમી સદીના (આખેરનાં) ૩૦ વર્ષ પૂરાં નહી થાય[2] [યાને કે, જ્યારે ત્રીસ વર્ષ અધુરાં રહે (**લખવાર**) છે], ત્યારે એક કન્યા જેનું (નામ) શેમીગ-અબૂ[3] છે તે પાણી તરફ[4] આગલ વધે છે; તેણી, જે તે પ્રખ્યાત હોશેદર[5]ની માતા છે; ઉર્વીજ[6]ને પેઠે અવતરેલા, ઝરથુશ્ત્રના બેટા ઇસદવાસત્ર[7]ના કુટુંબ સાથ સગપણ ધરાવનાર ફ્રાન્યના (બેટા) વોહુરઓચથી[8] તે ઉતરી આવેલી છે. (૫૬) ત્યાર પછી તે પાણીમાં બેસે છે અને તે પીએ છે; અને તેણી પેલાં ઉંચ પ્રકારનાં (**મદમ**) બીજ પોતાના

---

૧. દસમી સદીની નીસાનીઓ તો હવે પછી વર્ણવામાં આવી છે.

૨. **અ-રાન્દગ**ની વટી **અ-રાનગ**; અર્થ, "પસાર નહી થયલું."

૩. **શેમીગ-અબુ** યાને "જાણીતા બાપ વાલી છે;" એટલે જે **ઝવારિશ** નામના પ્રખ્યાત બાપથી ઉતરી આવેલી. અવ૦ **સૂતદ-ફ્રેધ્રિ**નું એ પહલવી રૂપ છે.

૪. કાંસુ સરોવર તરફ.

૫. **ફ્રવરદીન યશ્ત,** ફકરા ૧૨૯ માં એને **ઉખશ્યત એરેત** "(ગુજરેલાંનાં) હાડકાંને પાછા ઉભાં કરનાર," "સજીવન કરનાર" કહેલો છે: જે કન્યાને પેટે એ અવતરે છે, તેનું નામ **સુતદ-ફ્રેધ્રિ**, યાને "જાણીતા બાપ વાલી" છે. **સદદર બૂનદહિશ્ન**માં એનું નામ **બદ** આપેલું છે. એમ કહેવામાં આવ્યું છે જે **કાંસવ** સરોવરમાં સ્નાન કરતાં ઝરથુશ્ત્રનું બુન, જે ત્યાં સચવાઇ રહેલું છે, તેથી તેને ગર્ભ રહે છે અને તે એક બેટાનો જનમ આપે છે.

૬. દેખઇતી રીતે ઝરથુશ્ત્રની ત્રણ બાયડીઓમાંની એક એ છે. ઝરથુશ્ત્રની બાયડી હવોવી તે ફ્રપઓસ્ત્રની બેટી હતી. તેનું નામ **ફ્રવરદીન યશ્ત,** ફકરા ૧૩૯ માં આવે છે. એ સીવાય અવસ્તામાં પેગામબર સાહેબની બીજી કોઇએ બાયડીનું નામ આવતું નથી. **વિજરગર્દ-ઇ-દએનઇગ** નામની કેતાબમાં બીજી બે બાયડીઓના નામે ઉર્વીજ અને અર્નીજબરેદા આપીઆં છે. ઘણુ ખરૂં તો અત્રે દીનકર્દમાં અઉર્વિજ નામ છે તે એ બેમાંની પહેલી બાયડીનું હોવું જોઇએ અને તે ઇસદવાસ્ત્રની માતા હતી. ઇસદવાસ્ત્રને એક બેટો હતો જેનું નામ **અરનિજ-ઇ-બીરાદાન** હતું.

૭. ઝરથુશ્ત્રની જીંદગીમાં તેને જે ત્રણ પુત્રો અવતરીઆ હતા તેમાંના સર્વથી વડાનું નામ ઇસદવાસ્ત્ર. તે આથોરનાનોનો વડો હતો અને મોબેદાન મોબેદ થયો હતો. જ્યારે દીન ૧૦૦ વર્ષ તુલીક પૃથ્વિ ઉપર ચાલી ત્યારે તે મરણ પામીઓ. ઝરથુશ્ત્રના બીજા બે બેટાઓમાં અઉર્વતદનર, ખુરજીગર અને ખુરશીદચીહર, લડવઇઓ હતો.

૮. **ફ્રવરદીન યશ્ત**માં જણાવેલા **ફ્રાન્ય**ના ત્રણ બેટાઓ માંનો તે એક છે. તે ઈસ્દવાસ્ત્રના ખાનદાનનો છે.

શરીરમાં ગ્રહણ કરે છે[૧], (તે બીજ) કે જે અષો ઝરથુશ્ત્રે નાંખીઆં તેનાં છેલ્લાંનો ત્રીજો ભાગ હતો; અને તે છોકરો પેટમાં રહયો કે જેનું નામ **વક્ષીનીદાર ઇ યશરાએઈહ**, "અષોઇનો વધારો કરનાર"[૨] (છે). (૫૭) જોકે તે માત્ર ૧૫ વર્ષની છે[૩], તો પણ તે કન્યા મરદના સમાગમમાં આવી નથી[૪], અને ગર્ભ રહયો ત્યાંથી તે પેલો (હોશેદર) જનમીઓ ત્યાં સુધી પણ (મરદના સમાગમમાં આવી નથી).

(૫૮) જ્યારે તે (માહન) પુરૂષ ત્રીસ વર્ષની ઉમરે પોંહચે છે, ત્યારે સૂર્ય આસમાનની વચમાં ૧૦ દીવસ અને ૧૦ રાત્ર લગી સ્થીર ઉભો રહે છે,[૫] અને અસલ (**ફ્રાજ**) પેદાયશના (વખતમાં) જે જગ્યા ઉપર તેને પેદા કરવામાં આવ્યો હતો[૬] તે જગયા ઉપર પાછો ફરીને આવે છે, જેથી કરીને ચાર સ્થળોમાંથી[૭] એક સ્થળમાં તે રહે છે, અને સાતે કેશવરો ઉપર (પોતાની) બલતી રોશની ફેંકે છે.[૮] (૫૯) અએ ઝરથુશ્ત્ર! તેઓને માટે, પણ, એમજ છે; એવી હાલતોમાંથી[૯] તેઓનું જાહેર થવું છે, જેથી કરીને તેઓ (લોકો) જાણે કે આ તે હઝારો છે જે તેઓને માટે ઠેડવવામાં[૧૦] આવ્યો છે જેઓ આ ઉંચ (**મદમ**) દીન સાંભલવાએ કરીને જાણીતા થયલા[૧૧] છે; આમ તેઓ પણ (છે) જેઓને માટે તે વેળાએ લોકો જાણતા નથી[૧૨] કે તે એક અજાયબ જેવી ચીજ છે[૧૩].

(૬૦) ત્યાર પછી, જ્યારે તે (માહન) પુરૂષ ત્રીસ વર્ષની ઉમરે પુગે છે, ત્યારે ભલી પાદશાહીવાલા અને ખરી ઉદારતાવાલા[૧૪] અમષાસપંદો

---

૧. **ફ્રૂજેદ**; જુવો, **ફ્રૂખ્તન** યા **અફ્રૂખ્તન**, "સલગાવવું."

૨. **વક્ષીદાર-ઇ-યશરાએઈહ**; અવસ્તામાં આવતું **ઉશ્યત-એરેત** નામનો એ બીગડેલો આકાર છે.

૩. એ "ઉમરે પુગવાનો વખત" તે વાર ધારતા હતા. પંદર વર્ષની ઉમરે એક માણસ પુર ખીલેલો આદમી તરીકે ગણાતો.

૪. **લેવતા ગબરાઆન બરા વિફ્રૂયીદ** ૫. **બરા યેગવીમૂનેદ.**

૬. **ફ્રતૂમ ફ્રાજ બરહીનીદ,**

૭. બોલેબોલ તરજુમો, "ચાર આંગલમાંની એક આંગલ."

૮. **તાપેદ.** ૯. **મિન અએદુન.** ૧૦. **બરીન.**

૧૧. **પવન વશમમૂનિશન વશમમૂન્ત.**

૧૨. જ્યારે આ નીશાનીઓ ન દેખાય, ત્યારે લોકોએ જાણવું જે એ ફ્રષોગર્દ કરનારના આવવાનો ખરો વખત હજી આવ્યો નથી.

૧૩. **મન્દવમ-ઈ ઈ જવીતર હઈત.**

૧૪ **હુ-દહગાન**; અવ૦ **હુ-દાઓ**; સરખાવો અસલ ફારસી **હુદેહ.**

સાથે તે ગોફ્તેગો કરે છે; તે બીજે દીવસે[1] , જે એક પ્રકાષિત દીવસ છે, ત્યારે આ જાહેર થાય છે કે જાણે, શારીરીક દુન્યાં (અહૂ) સંકટથી રહીત[2] અને કવી તથા કરપનોથી છુટી છે [યાને કે, યઝદાનને લગતી બાબદોમાં બેહુરી યા આંધલી નથી ], અને સંકટ વગરની[3] (છે) [એટલે જે, યઝદાનને લગતી ચીજોથી તેને પોતાને છુટી કીધી નથી], અને તે જીંદગીથી ભરપૂર થાય[4] છે [એટલે જે, તે વરષાદવાલી થાઇ છે], અને ભલી દાઇતિ નદી[5] ઉપર આવેલાં ઇરાનવેજમાં જુદે જુદે સ્થળે પાણી[6] ફરીને દેખાવ દીએ છે[7].

(૬૧) નવમી અને દસમી એ બન્ને મોટી સદીઓની આ ખાસીઅતો છે; જે બનાવો બનવાના છે તે વીષેની ભવીષ્ય વાનીઓનું ખરાંપણું, જે બનાવો (દેના) બની ગયા છે તે ઉપરથી નક્કી થાય છે; અને એ બે મોટી (સદીઓ)માં બનવાના બનાવો જે નઝદીક આવી પુગા છે તે ઉપર વર્ણવામાં આવ્યા છે તેઓ વીષેની (ભવીષ્ય વાનીઓની,) શાબેતીઓ (આપણી પોતાની) આંખે નજરે પડે છે[8].

---

## બાબ ૮ મો.

---

મોજેજા કે જે ઝરથુસ્ત્રના હજારાના ખતમ થવા, અને હુશેદરના આવવા પછીથી, તે હુશેદરના હજારાના ખતમ થવા તુલીક (થયા હતા), તે વીશેનું (બયાન) તે વખતના[9] જ્ઞાનમાંથી (આ બાબમાં આપવામાં આવ્યું છે.)

---

૧. ફ્રદાગ; એટલે જે, તેની ૩૧ મી સાલગરેહના દીવસ ઉપર; "ક્યામતના દીવસની સહવાર."

૨. અમૂસ્ત. ૩. અ-નસહોનિશ્ન.

૪. પૂર ખયાદાદીગ યેગવીમૂનેદ; દો. વેસ્ત એને પૂર ખયા દાદીગ વાંચે છે, "જીંદગીથી ભરપૂર પેદા થયલો."

૫. ઇરાનવેજની એક નદીનું એ નામ છે; અવસ્તામાં એને વંઘહુ દાઇતિ, એટલે "ભલી પેદા કીધેલી" કહી છે.

૬. મયા. ૭. યેગવીમૂનેદ. ૮. ગઓકાસ; ફારસી ગવાહ, "શાક્ષી."

૯. મિન આગાસીહ ઇ હમ ઝિમાનગ.

(૧) હુશેદરના ચમતકારો શારીરીક આકારમાં (તેના) જનમ વેલાએ, (તેનો) પ્રકાશ અને વચનો અને કાર્યો;[૧] દસ દીવસ સુધી આકાશના મધ્યમાં ખોરશેદનું રેહવું;[૨] ચાર ભયંકર[૩] જાતોના દરૂજોનું નાશ પામવું; ઝાડપાન માટે વાદલ વીનાનાં[૪] ત્રણ ઝરાઓનું ઉત્તપન થવું; બદફેલી અને ખામી[૫] તરફના શોખનું નબલું થવું[૬]; જોડાનના[૭] બંદોનું મજબુત થવું; પારકા મુલકોની ભલી મીત્રાચારી ભોગવવી[૮]; દીનની ફીલસુફીમાં પુષકલ વધારો થવો[૯]; અને માઝદયસ્નની દીનની સંપત્તિની મોટાઇની બુલંદી પામવી,[૧૦] (જે દરવંદીને) હોશેદરથી મારવા કાજે કેટલીક જાતના શીક્ષા કરવાના કોરડાઓ[૧૧] (છે.)

---

૧. વેસ્ત: "જનમ માટે, તનનો પ્રકાશ, વચનો તથા કાર્ય".

૨. વેસ્ત: "ખડો રેહતો".

૩. સરખાવો ફારસી **ઝન્દહ**, "ભયંકર", "દૂષ્ટ"; વેસ્ત એને **ઝંગ** વાંચે છે, અવસ્તા ઝંગ્ર, "પગ"; અસલ નકલમાં ૪-ઝંગ છે, "ચોપગુ".

૪. વાંચો: **અન-અવર-ગીરીહ**, અવ૰ **અબ્ર** અને **ગઇર્ય**; સરખાવો ફારસી **બ અબ્ર** ગિરિફ્ત, "વાદલાંવાલું"; એ ઉપરથી આખા શબ્દનો અર્થ "વાદલાં વગરનું".

૫. **ફ્રેહી**-બૂત **વ અઇબી**-બૂત, સરખાવો અવ૰ **બુઇતિ**, "મુર્તિ"; અસલ અર્થ "અતીષ્યતાની મુર્તિ અને બદીની મુર્તિ." વેસ્ત: "પુષકલતા અને તંગી".

૬. **નિઝારીહસ્તન**, સરખાવો અવ૰ ઝર, "બુઢું થવું;" ફારસી **નિઝાર**, "દૂબલું", "દૂકાલીયુ".

૭. **પતમાન**, ફારસી **પએમાન**; એટલે, "શાંતીનો વધારો."

૮. **રામીહસ્તન**, "મોજ લેવી"; કદાચ "અન-આર્ય દેશોને ભલી મીત્રાચારીને મોજ".

૯. **મેહ-વક્ષિશ્નીહ**, અસલ અર્થ, "(વીદ્યામાં) પુષકલ વધ".

૧૦. **મઝૂનીહા ઇ ચારાન**, જુવો અવ૰ **મઝેન** (**મઝ**, "બુલંદ") "મોટાઇ", અને ફારસી **ચાર** જે **લા-ચાર**માં આવે છે.

૧૧. **માર-જન**, સરખાવો અવ૰ **અસ્ત્રાંમ-મઇરીમ**, "ગુનેહગારોને શીક્ષા કરવાનું હથીયાર". હોશેદરે પોતાનાં દીનીક હથીયારોથી ગુનાહ અને બદીને દૂનીઆં-માંથી મારી કાઢીઆં.

(૨–૩) તેજ હજારાની પાંચમી સદીમાં સાત સાલના મહરકૂષ (નામના) જાદુગરનું[૧] જાહેર થવું (હતું); તે જાણવાજોગ[૨] સાલમાં આ સઘલાં કેશવરો જે સાત છે તેમાં મહરકૂષના શયાલાનું આવવું અને નઝદીક

---

૧. અવ૦ **મહર્કૂષ** (જુવો વેસ્તરગાર્દનાં છુટાં મલેલાં અવસ્તાના લખાણોનો સંગ્રહ. ૮, ફકરો ૨). પહલવી **મરકૂસ** શબ્દ નીચલાં લખાણોમાં મળે છેઃ–વંદીદાદનો પહલવી તરજુમો, ફ્રગર્દ ૨, ફકરા ૨૨ વગેરે; મીનો ખેરદ, બાબ ૨૭, ફકરા ૨૪ થી ૩૩; દાદીસ્તાન–ઇ–દીની, બાબ ૩૭, ફકરા ૯૪ થી ૯૬; અને એ ઉપરાંત અવારનવાર દીનકર્દમાં મલે છે. મોટી બુનદહિશ્નમાં તેને માટેનું લખાણ આ પ્રમાણે છેઃ—

**અમત હઝારગ ઇ અઉષીદર રોઍષા યેહવૂનેદ, મરકૂસ સીજ–ચીહરીહ મિન તઓખમગ ઇ તુર–ઇ–બ્રાતુગરઍષ, ઇ ખુનીહ ઇ ઝરતુહશ્ત્ર યેહવૂન્ત, ઓલ પઍદાગીહ યેહમતૂનેદ; પવન યાતૂગ દઍન–ઇહ વ પરીગ–કામગીહ સહમગૂન મત્રા, ઇ મરકૂસાન કરીતૂન્દ, વબીદુનેદ; ૩–શનત પવન ઝિમિસ્તાન ઝક ઈ સર્દ, વ પવન હમીન ઝક ઈ ગર્મ, લેવતા અમર વર્ફ વ તકર્ગ દહિશનીહ અવસાઇનીદાર; આનગુન હમાગ મર્દૂમાન અચારગ આતાશ અવિસાઍન્દ; વ આખર લખવાર આરાયિશ્નીહ ઇ મર્દૂમ વ ગઓસ્પેન્દ મીન વર–ઇ–યિમ–કર્દ યેહવૂનેદ, દેના કાર રાએ પવન નીહૂફતગીહ કર્દ યેગવિમૂનેદ.** અર્થઃ–"જ્યારે હોશેદરના હજારાનો છેડો આવે છે, ત્યારે ઝરથુસ્ત્રના ખુની તુર બરાદરૂગ–રઍષનાં કુટુંબનો (નબીરો), મરકીના દેખાવવાળો (નાશકારી) મરકૂસ દેખાવ દેશે; જાદુગરોની દીનથી અને બુતપરસ્તીથી તે સખત વરસાદ વરસાવશે, જેને તેઓ મહરકૂસાનના નામથી ઓલખે છે; ત્રણ સાલ લગી બરફ અને બંધાયલા વરસાદના ચાલુ પડવા સાથના થંડા શયાલાઓ તથા તપતા ઉનાલાઓથી તે પાયમાલી કરનારો થશે; આ પ્રમાણે તમામ માણસો ગરમીના તપોટાથી લાઇલાજ મરણ પામશે, અને આખરે માણસજાત તથા ગાય ઢોરનું ફરીને સમારવું **વરે જમ કરદ** થી થશે; આ સબબ સર તેને એક છુપી (જમીનની સપાતી હેઠલની) જગયાએ બાંધવામાં આવયો છે."

પહલવી મરકૂસાનને ખાલદી **મલકોસ,** "પાનખર રૂતુનો વરસાદ" ઉપરથી નામ સાધીત વીશેષણ તરીકે આવેલો ધારવામાં આવ્યો છે, અને સેમીતીક લોકોની જગરેલની દંતકથા સાથ ઇરાની લોકોની શીયાલાથી દુનીઆ નાશ પામવાની કથાની સરખામણી કરવાની કોશેશ કરવામા આવી છે. આ વીચાર સામને મોસીઓ હાલેવી તરફથી બે વાંધા ઉઠાડવામાં અવ્યા છેઃ એક આ કે, "મલકોસ" એ મૂલેજ હીબ્રુ શબ્દ છે, અને એરેમેક નથી; અને બીજો આ જે, "મલકોસ" નામથી જણાયલો વરસાદ ફાયદાકારીક છે અને તે રૂતુની પછવાડે પડે છે; જે ક્રિયામાં એ વરસાદ આવતો જાહેર કીધો છે તેમાં કીરતારનો આભાર માનવામાં આવ્યો છે કે તેને એ વરસાદ પેદા કીધો. એ વરસાદને જગરેલ સાથ શીધો યા આડકતરો સંબંધ નથી. વલી સર્વથી મોટો વાંધો તો આ છે કે ઇરાની કથામાંતો **મહરકુસ** એક આદમી યા જાદુગરનું નામ છે જે ત્રાસદાયક શયાલાઓમાં કરાં તથા બરફ વરસાવે છે.

૨. **બઍન શનત ઝક ઇ સૂબ (સૂબ** એટલે "જાણીતુ", અવ૦ **સૂ,** "સાંભલવું")

પોહચવું, ત્રણ શયાલામાં અને તે ચોથામાં, મહરકૂષ જાદૂગરના[1] પેલા શયાલાઓની સખતીથી[2], માણસ જાત તથા ગાય ઢોરોનું મોટે ભાગે મારીઆ જવું[3]; અને ભલા યઝદોની[4] બરકતથી તે ચોથા શયાલામાં મહરકૂષની મરદ[5] ઓલાદનું[6] મરણ પામવું(હતું.) (૪) જમશેદના વરનું[7] ઉંઘડવું[8], તેમાંથી[9] માણસ જાત તથા ગાય ઢોર (જાનવરો)નું બાહર આવવું, અને (એથી કરીને) માણસ જાત તથા ગોસપંદોનું ઘણીજ સરસ રીતે[10] તેઓમાંથી[11] તમામ[12] સજીવન[13] થવું.

---

૧. અત્રે **યાતૂગ**-ઈની વટી **યાતૂગીહ** વપડાયો છે. અસલ નકલ પ્રમાણે વાંચીએ તો તરજુમો આ પ્રમાણે થાય: "મહરકૂસની જાદુગરી (માંથી નીપજતાંપરીણામ)નું."

૨. **શ્કફ્તીહ.** ૩. **અવિસાઇશ્ન.**

૪. **દહુમાન આફ્રીન**નો એ બોલેબોલ તરજુમો છે. "**દહુમાન આફ્રીન** વલી એક ફાયદેમંદ ભણતરનું નામ છે, જે બીજી રીતે **આફ્રીને અમશાસ્પંદ**ને નામેબી ઓલખાય છે."

૫. એને **ગુશ્ન** બી લખવામાં આવે છે, અવ૦ **વર્શ્ન** ("નર પ્રાણી"), ધાતુ **વરેશ**નો એ ઘણો ખરો પહલવી તરજુમો છે.

૬. વાંચો: **ઝાગાન**, સરખાવો ફારસી, **ઝાગ** ઉ **ઝીક**, "છોકરાં બચ્ચાં" અસલ નકલ પ્રમાણે એને **ઝાઇશ્ન**, "જનમ" બી વાચી શકાય; પહલવી **ઝાદન**; અવ૦ **જન**, "જનમ" આપવો.

૭. અવસ્તા વંદીદાદ ફરગર્દ બીજી, ફકરા ૨૫ થી ૪૨ માં એ વરને માટે લંબાનથી બ્યાન આપીઉં છે તે વાંચો. એ લખાનમાં અહુરમઝદ યિમ (જમશેદ) ને એક "વર" બનાવવા કાજે નીચે મુજબ હુકમ કરે છે:— "**આઅત તેમ વરેમ કેરેનવ, ચરેતુ-દ્રાજો કેમ-ચિત પઇતિ ચથ્રુશનાંમ, હુથ્ર તઓખમ ઉપ-બર પસ્વાંમચ, સ્તઓરનાંચ, મશ્યાનાંમચ, સૂનાંમચ, વયાંમચ, આથ્રાંમચ સુખ્રાંમ સઓચેન્તાંમ. આઅત તેમ વરેમ કેરેનવ ચરેતુ-દ્રાજો કેમ-ચિત પઇતિ ચથ્રુષનાંમ, નરાંમ અઇવિ-ક્ષોઇથને; ચરેતુ--દ્રાજો કેમ-ચિત પઇતિ ચથ્રુષનાંમ, ગવાંમ ગાવયનાંમ**........" અહુરમઝદ જમશેદને એક સાર્વત્રી જગતની મુસીબત જે ભવીષ્યમાં બનવાની છે તેને માટે સાવચેત કરે છે, કે જે મુસીબત માણસોના પછાત ભાગને આ દુનીઆંમાથી સાફ કરી નાખશે. એટલા માટે માણસો, જાનવરો, ઉરવરો વગેરે જેઓ સખત શયાલાઓથી નાશ પામશે તેઓની જગ્યા રાખવા ભલી પેદાયશના ચુંટી કાઢેલા નમુનાઓ રાખવા કાજે આસરા તરીકે એક વર બાંધવાને જમશેદને હુકમ કરવામાં આવ્યો હતો.

૮. **અખૂમબિશ્ન;** પહલવી **ખૂમબિશ્ન**, "એક બરણીમાં (**ખૂમબ**) ભરવું અથવા સંતાડવું."

૯. એટલે જે, તે વરમાંથી. ૧૦. **અવીરતર.**

૧૧. **મિન ઓલા-શાન ચેહવૂન્તન.** ૧૨. **પૂરી**, **પૂરીગ**ની વટી.

૧૩. **રૂબિશ્નીહ**, "પંથરાવવું," "ફેલાવવું," "આગલ વધવું."

(૫) એ શયાલાઓ પછી ગોસપંદોના દુધ બાબે[1] પુષકલ અને પુરતો વધારો[2], અને (તે) દુધમાંથી માણસને મોટા જથામાં ખોરાકનું પોંહચવું[3], અને ગોસપંદોના તનમાં દરદનું[4] નહી થવું[5], દુનીઆનું ભરપુર થવું અને ફરાખી[6], અને એક થઇ ગયલી[7] માણસ જાતની કીર્તી[8], તથા સખાવતનું બુલંદ (**રબા**) વધવું (હતું). (૬) અને માણસ જાતમાં તંગીનું ઘટવું (**નિઝારીહ**) (હતું), જે પ્રમાણે દીન જાહેર કરે છે, કે:—આ પ્રમાણે, વલી, અએ ઝરથુસ્ત્ર ! તે (માણસ), જે (પોતાની ભેટોનો કબુલ રાખનાર[9] (છે) તેના કરતાં જોકે (**અમત**) વધારે કમનસીબ[10] હોય, તોપણ તે બખશેશના કરનાર જેવો છે કે જે, હાદમંદ દુનીઆમાં, પોતાની ભેટોથી (**બરા**) સખાવતમાં આટલો આગલ (છે;) તે (પુરૂષ)ને યાદ કરવામાં આવે છે."[11]

(૭) અને આ પણ, તે (દીન) જાહેર કરે છે, કે:—"જ્યારે તે શયાલો ખતમ થશે,[12] જેને માટે કહેવામાં આવ્યું છે કે તે ભારે ઝાંકલથી ભરપુર[13] થશે અને નાશકારક[14] (નીવડશે), ત્યારે આમતેમ ભટકતાં[15] અને કાળા રંગના વેહશી જાનવરો[16] માઝદયસ્નો તરફ આગલ વધશે, અને તેઓ એમ ખયાલ

---

૧. **મદમ ઝક ઇ.**

૨. **કબદ વ રબા અવઝૂન;** વેસ્તઃ "પુષકલ અને મોટો વધારો."

૩. જુવો અવ૦ **શ્રા**, સેં **ત્રા** "ઉછેરવું," "પોષણ કરવું."

૪. **ખૂજિનગીહ,** સરખાવો ફારસી **ખૂચીદન,** "વીલાપ કરવો."

૫. **કમ;** "થોડું," "ઓછું."

૬. **ફ્રાખૂઇહ,** જુવો ફારસી **ફરાખ,** "બોહલું," "પુષકલ."

૭. **હુમબાજીદગ,** સરખાવો ફારસી **હમ-બાજ,** "સાથી;" અસલ અર્થ "માણસ જાતનો ગોથીઓ."

૮. **ખનીદીહ,** અવ૦ **ખન** "પ્રકાશવું." ૯. **પતીરફ્તારતર.**

૧૦. **દૂશત વખ્ત-તર**ની વટી **દૂશ-વખ્તર,** ફારસી **બદ-બખ્ત-તર.**

૧૧. **ઝક પવન મીનિશ્ન કુનૂનેદ,** અસલ અર્થ, "તે મન યા વીચારમાં રહે છે." અસલ નકલ પ્રમાણે **ઝક પવન માનિશ્ન કુનૂનેદ,** "તે મકાનમાં રહે છે."

૧૨. **સચેદ,** અવ૦ **સચ,** "જવું," "ગુજર પામવું."

૧૩. **વસ-તકર્ગ,** "ઘણાં ઝાંકલવાલું," "ટીપાતાં બરફથી ભરપૂર;" સરખાવો વંદીદાદ, ફ્રગર્દ ૨, ફકરા ૨૨ નો પહલવી તરજુમોઃ **મદમ ઓલ અહુ ઈ અસ્તાઓમંદ ઝક ઈ સરીતર ઝિમિસ્તાન ચેહમતૂનેદ, મૂન મિન ઝક સ્તહમગીહ ઝીઅશ વસ-તકર્ગ મૃતગ ઝિમિસ્તાન.** એનો અસલ અવસ્તા વાકય આ પ્રમાણે છેઃ-**આવ અહૂમ અસ્તવન્તેમ અઘેમ ઝેમો જંઘેહેન્તુ, યહમત હચ સ્તખ્રો ક્રૂરો ઝયાઓ.**

૧૪. **મરેન્ચીનીદાર,** "નાશ કરનાર," અવ૦ **ક્રૂરો.** ૧૫. **ફ્રાખૂ-રફ્તાર.**

૧૬. **દદાન** વાંચવો વધુ દરોબસત દીસે છે; સરખાવો ફારસી **દદ.**

કરશે કે હવે પછીથી માઝદયસ્નો હમને વધુ વાર ધીકકારશે નહી, (પણ) એક કે જે તેઓનું પોતાનું ફરજંદ[1] (છે) તેની માફક, એક બેટા માફક, માઝદયસ્નો આ પ્રમાણે ગોસપંદોને ઉછેરશે[2] કે જેઓ ઘણો (ખોરાક) આપનાર[3] અથવા ઉપયોગી, (તથા) ધીક્કારથી રહીત પયાર સહીત[4] છે.

(૮) "તે પછી, (બેહેસ્તના) સર્વથી બુલંદ ભાગમાંથી, અરદીબેહસ્ત (અમશાસ્પંદ) માઝદયસ્નોને મોટે સાદે બોલાવશે[5] અને (તેઓને) આ પ્રમાણે કહેશે[5]:—'તમો માઝદયસ્નો (અહુરમઝદને પુંજનારા) છો[6]; (તમારામાંનો) કોઇ જેમ ગોસપંદોને અગાઉ જબે કરતો હતો તેમ હવે કરશે નહી. (૯) યઝદોને સારી ભેટો અરપન કરવા તમારે સલાહ આપવી જોઇએ[7], તે પુરૂષને માટે તમારે કીર્તિની સલાહ આપવી જોઇ;[8] તમો માઝદયસ્નો થઇ[9] ગોસપંદોને જબે કરો છો? (અને) જેઓથી તમને ફાયદો થાય છે[10] તેઓને તમો કાપો છો? (અને) તે[11] તમને આ પ્રમાણે કહેશે [યાને કે, તમારી મદદને લીધે તે તમને આ પ્રમાણે કહેશે]:—"તમો માઝદયસ્નો છો, તમારા (તનની) સુખાકારી માટે મને તમો (માત્ર) તેજ (વખત) અગાઉ ખાશો, કે જયારે[12] મને દેડકાઓ અને લોહીઆર ગીલોરીઓ[13] ખાશે.[14] (૧૦)

---

૧. ઝાક, જુવો ફ્રાસી ઝાક. ૨. મદમ દેબ્રૂન્દ.

૩. હૂ-દાગ, એટલે દુધ વીગેરે જેવી દુનીઆંને ફાયદો આપનારી ચીજોને પુષકલ પેદા કરનાર.

૪. અકીનીહ ઝૂશારમ, "કીનાના સેજ પણ અંશ વીનાનો પ્યાર," સરખાવો અવ૦ કએના અને ઝઓશ.

૫-૫. મદમ બરા કરીતૂનેદ વ અએદૂન ચેમલેલૂનેદ.

૬. વેસ્ત: "તમો અહુરમઝદની પરસ્તેશ માટે છો."

૭. વાંચો: વહુ-દહિશ્ન પવન યેઝત. અસલ નકલ પ્રમાણે વક્ષિશ્ન પવન યેઝત, "યઝદો માટે વધારો." વેસ્ત: વક્ષિશ્ન પવન દાત, "ભેટોમાં વધારો."

૮. સરખાવો અવ૦ અહમાઈ તન્વો વઝદવરે, "તેનાં તનને માટે કિર્તિ યા પ્રકાશ;" અવ૦ ધાતુ વંઘહ, સૈં૦ વસ, "પ્રકાશવું."

૯. માઝદયસ્ન હુવા-ઇતની વટી માઝદયસ્ન-ઇત.

૧૦. ઝક, મિન ઓલા-શાન ઓલ લકૂમ અઇયયારીનીદ.

૧૧. એટલે જે, સઘલાં ઢોરોની જાત.

૧૨. યાને કે, ઝેહરી સર્પો મને ખાવાનું શરૂ કરે તે અગાઉ.

૧૩. ગઝ વ ખૂન-કૂઆં, "વીછુ તથા લોહીયાર ગીલોરીઓ;" સરખાવો. અવ૦ વઝગ, અને કહપુ, ફ્રાસી ગઝ અને કપૂ.

૧૪. જુવો અવ૦ ગંઘ, સૈં૦ ઘસ, "ખાવું," પોતાના હજારાની પાંચમી સદી પછી હોશેદર દુનીઆંને નવી કરવાને શરૂ કરશે, જ્યારે ઢોરોનું માણસોથી જબે થવું અટકશે, તથા ઢોરો પોતાને ખુદરતી મોતે મરશે, અને તેઓના મુરદાં માણસો ખાશે નહી, પણ પૃથ્વી ઉપરના ઝેહરી સર્પો તેઓનો ભક્ષ કરશે.

તમો (માઝદયસ્નો તરીકે) ભલી ભેટો આપવાની સલાહ આપો છો, (તનને માટે) સુખાકારીની સલાહ આપો છો અને માઝદયસ્નાનો તો ગોસપંદોને જબે કરે છે, અને તેઓમાંના જેઓથી તમને ફાયદો હાંસલ થાય છે તેઓને પણ તેઓ કાપે છે; તમો માઝદયસ્નો છો, (તમારા તનની) સુખાકારી માટે મને તમો (માત્ર) તેજ (વખત અગાઉ) ખાશો કે જયારે મને હેડકાઓ અને લોહીઆર ગીલોરીઓ ખાશે."

(૧૧) માઝદયસ્નો ખુશીથી[1] ઢોરોને કાપે છે, અને માઝદયસ્નો ખુશીથી ઢોરોને જબે કરાવે છે[2], અને જયારે તેઓ[3] (તેમને) જબે કરે છે ત્યારે તે ઢોરો (પોતાની હાલત ઉપર) સંતોશથી (રહે છે)[4]; અને માઝદયસ્નો વગર આંચકીએ ગોસપંદોને ભક્ષ કરે છે, અને જયારે તેઓ તેમને ભક્ષ કરે છે ત્યારે ઢોરો સંતોશથી (રહે છે.) (૧૨) અને ત્યાર પછી જયારે ભલા યઝદો (ઇનસાફ માટે) ઉભા રહે છે[5], ત્યારે, જબે કરનારા અને જેબી કાંઈ તેઓએ જબે કરીયું હોય તે, તથા ખાતકીઓ અને જેબી કાંઇ તેઓએ કાપીયું હોય તે, તથા ભક્ષ કરનારા અને જેબી કાંઇનો[6] તેઓએ ભક્ષ કરીઓ હોય તે સઘલાંનો (તેઓથી) સામતો ઇનસાફ[7] કરવામાં આવે છે."

(૧૩) અને આ પણ તે જાહેર કરે છે, કે:—"તે સદી જે પાંચમી (છે) તેનો છેડો[8] આવશે, ત્યારે માઝદયસ્નોના ધર્મને માટે, બીજા હજારામાં, જેઓ ધરતી ઉપર તે વેલા જીવતા[9] હશે તેઓમાંના સઘલા, દુષ્ટ[10] તેમજ અશો બન્નેમાંથી, ઇરાન દેશના બે ત્રતીઆંશ ભાગ[11] જેટલા અષો થશે, અને એક ત્રતીઆંશ ભાગ જેટલા દુષ્ટ રહેશે, અને તે પ્રમાણે તુરાનીઓ પણ જેઓ ઇરાનની આસપાસ (છે), અને ઇરાનની આસપાસના જે લોકો ઇરાનીઓ નથી તેઓ પણ રહેશે[12]; (જેઓ) હાદમંદ દુનીઆમાં

---

૧. ખૂસન્દીહા.

૨. બુરીનેન્દ, અવ૦ બર "કાપવું," "નાકું પાડવું;" ફાર્સી બુરીદન.

૩. એટલે, મઝદયસ્નીઓ. ૪. ખૂસન્દ.

૫. યેહવુન્દ. ૬. મૂન–ચેશ, "કંઇપણ ચીજ."

૭. પાયીદ, જુવો ફાર્સી પાયીદન, "તપાસવું," અથવા પાય, "પદવી," "પગથીઉં." વેસ્ત: "(તેઓથી) તપાસવામાં આવે છે." ૮. બરા સયેદ.

૯. વાંચોઃ અહૂઇગ; અહૂઇ જે અસલ નકલમાં છે તે કદાચ અહૂ ઇ અસ્તાઓમન્દની વટી હોય.

૧૦. એને દ્રવન્દાંનીચ વાંચવો વધુ દરોબસ્ત દીસે છે.

૧૧. સરખાવો અવ૦ દ્રુ–થ્રિશ્વ. ૧૨. એટલે જે, તેઓ હાલ છે તેમ તેઓ રહેશે:

(હસ્તી ભોગવશે) તેઓના રેહઠાણોમાં અત્રે[૧] જે વધારો[૨] (છે તે) હાલ-નીજ પેઠેજ એક સરખો રેહશે.''

(૧૪) અને આ પણ તે[૩] જાહેર કરે છે, કે:—''તે હજારો કે જે માઝ-દયસ્નોની દીનને માટે પેહલો છે તેનો છેડો આ છે, ત્યારે (તેની) પહેલી સદીની અખેરીએ[૪] શું સરજેલું છે[૫] ? (૧૫) તે ઉપરથી અહુરમઝદે કહ્યું કે:—'ખોરશેદ ઢંકાઈ જશે[૬], (૧૬) અને બીજી અને ત્રીજી અને ચોથી, પાંચમી, છઠ્ઠી, સાતમી અને આંઠમી, નવમી તથા દસમી સદીને છેડે શું સરજેલું છે? (૧૭) તે ઉપરથી અહુરમઝદે જવાબ આપીઓ કે:—'ખોરશેદ ઢંકાઇ જશે.'

(૧૮) જે વેલા દસમી સદીના (છેલ્લાં) ત્રીસ સાલ[૭] બાકી રહે છે,[૮] ત્યારે એક કુમારીકા[૯] જેનું (નામ) શપીરઅખુ (છે), યાને કે, તે (કે જે) ભલા હુશેદર માહની માતા (છે), તે પાણી તરફ આગલ ચાલે છે વોહુ-ફ્રયાનનો બેટો વોહુ-રઓચ,[૧૦] જેનો ઇસદવાસતરનાં કુટુંબ[૧૧] સાથ સંબંધ

---

૧. આ દુનીઆંમાં. ૨. **મસ-અવઝૂનીગીહ.**

૩. દીન. ૪. **આખર,** એટલે જે, ''(પહેલી સદી) પછી.''

૫. જુવો **દીના-ઇ-મઇનુગ- ઇ-ખ્રતૂ,** બાબ ૨૭, ફકરો ૧૦:- **પવન બરીહ વ ઝિમાનગ વ વચેર ઇ બરીન સાતૂનેદ.** પહલવીમાં **બરીન** નો અર્થ ''ખુદા,'' ''નસીબ,'' ''સરજત,'' ''બુલંદ,'' થાય છે.

૬. **મદમ નિહૂમ્બેદ,** આ અસલના દસતુર સાહેબોનું વાંચન છે; જબાં-સનાશીને આધારે હાલ એને **નિ-ખૂમ્બીત** વાંચવામાં આવે છે, અવ૦ **ખૂમ્બ,** ''બરણી.'' પોલ હોર્ન એને **નિહેમ્બીદન** અથવા **નૂહૂમ્બીદન** વાંચી, **નિહૂફ્તન**માંથી નીકલેલો ધારે છે.

૭. અસલ અર્થ ''ત્રીસ શીયાલા.''

૮. **અ-રાન્દગ,** ''રહયું હશે'' ની વટી **અ-રાનગ** આવેલો છે; વેસ્ત ''પસાર નહી થઇ ગયલાં''. સરખાવો ફારસી **રોઝ રાન્દન,** ''દીવસ પસાર કરવા.''

૯. એ કુમારીકા અત્રે જણાવેલી અવસ્તામાં જણાવેલી **વંઘહુ-ફ્રેઘ્રી** છે, જેનાં નામનો પહલવીમાં **શપીર-અખૂ** તરજુમો કીધો છે, ફારસીમાં તેણીને **વેહ-પદ** અથવા **વેહ-બદ** નામ આપવામાં આવ્યું છે. એ અવસતા નામનો અસલ અર્થ ''સારાં માબાપની'' થાય છે. એમાં **ફ્રેધ્રી** શબ્દ **પતર, પિતર,** ''પીતા''ની નારી જાતી છે. **શપીર-અખૂ**નો અસલ અર્થ ''એક ભલા પીતાવાલી''. **વંઘહુ-ફ્રેધ્રી** તે **ઉક્ષ્યત-નેંમઘહ** (પહલવી **અઉશીદર-માહ**)ની માતાનું નામ છે, જે ભવીષ્યના ત્રણ પેગમબરો જેઓ દુનીઆને નવી કરવા જનમશે તેઓમાંનો એક છે. (જુવો **ફ્રવરદીન યશ્ત,** § ૧૪૨.)

૧૦. **વોહૂ-રોચો ઈ ફ્રહાનીઆન,** જેને **ફ્રવરદીન યશ્ત,** ફકરા ૯૭ માં **ફ્રયાન**ના બેટા **વોહુ-રઓચહ** તરીકે જણાવવામાં આવ્યો છે. ફ્રયાનને બે બીજા બેટા પણ હતા, જેઓના નામો **અશો-રઓચ** તથા **વરેસ્મો-રઓચ** છે. **યોઇશ્ત (ગોશ્ત ફ્રયાન)** પણ તેજ કુટુંબનો હતો. એઓ દીનના પેહલા શીખવનારાઓમાંના હોય એમ લાગે છે. ૧૧. વાંચોઃ ઇ **બએન દદગ.**

